# જવાહરલાલ નહેરુના પત્રો

( સચિત્ર )


: : અનુવાદક અને પ્રકાશક : :

મોહનલાલ મોરારજી મહેતા.



— મળવાનું ઠેકાણું —

ધી જનરલ બુક ડીપો.

૧૧૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨.

કિંમત, રૂ. ૦—૮—૦

# ચિત્રોની અનુક્રમણિકા

**ચિત્ર નંબર**





# અનુક્રમણિકા

---

# અનુવાદકની પ્રસ્તાવના

સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રાણીઓની ઉત્ક્રાન્તિનો ધાઢ કુદરતી ઇતિહાસ સામાન્ય મનુષ્યની બુદ્ધિને ગમ્ય નથી. આપણી ક્ષીણુ આંખોએ કરોડો વર્ષના અંધકારને ભેદી, તેની પેલી પાર જોઇ શકવા અસમર્થ છે. તો સૃજન જુના કાળનું માનસિક ઘડતર કરતાં પણુ આપણી કલ્પના થાકી જાય છે. આવે વખતે આપણે એ વિષયમાં ઉંડા ઉતરવાનું છોડી દઇ, પ્રભુની લીલાને વખાણીએ છીએ અને ઇશ્વરની મહાનતા સાથે આપણા જીવનની અલ્પતા સરખાવી, દીનતાથી પ્રેરાઇ, આપણા હૃદયને ભક્તિભીનું કરી મૂકીએ છીએ.

પણુ વિજ્ઞાનવેત્તા આટલું કરીને અટકતો નથી. ગઇકાલે એક વસ્તુ અમુક સ્વરૂપે હતી, તે આજે શા કારણુથી વિકૃત થઇ અને આવતી કાલે પુનઃ તેમાં શું પરિવર્તન થશે. તેના મંથન પાછળ તે પોતાની જીંદગી ખરચી નાખે છે. કાળની રાક્ષસી દાઢોમાં હાથ નાખી, તેમાં પીસાઇ ગયેલ પ્રાચીન ઇતિહાસના અવશેષોને ખેંચી કાઢે છે અને તેનો ઉંડો અભ્યાસ કરી, તે ઇતિહાસને મુર્તિમંત કરે છે.

પ્રાશ્ચાત્ય વિજ્ઞાનશાસ્ત્રીઓમાં સૃષ્ટિ અને મનુષ્યના ઇતિહાસ વિષેના ડો. ચાર્લ્સ ડાર્વિનના "ઉત્ક્રાન્તિ વાદે" (Theory of Evolution) ખૂબ ખળભળાટ મચાવ્યો. લયેલ, હેકેલ અને બીજા અનેક શાસ્ત્રવિશારદોએ ડાર્વિનના આ મતનું ખૂબ સમર્થન કર્યું. સૃષ્ટિના ઇતિહાસનો

અંતિમ નિર્ણય આખરે ડાર્વિન સાહેબે કર્યો, એમ દુનિયા માનતી થઇ; પણ આ મત કાળની કસોટી પર ચઢી શકયો નહિ. પૂર્વ અને પશ્ચિમના બીજા વિદ્વાનોએ તેમાં અનેક અપૂર્ણતાઓ અને અશકયતાઓ જોઇ. કોંડર (Conder) લેંકેસ્ટર (Lankester) રીચી (Ritchie અને સ્ટ્રેંજ (Strange) જેવા ઘણા વિચારકોએ તેમાંથી અનેક ત્રુટીઓ સિદ્ધ કરી. લેંકેસ્ટરે ઉન્નતિ (Evolution) સાથે અવનતિ (Degeneration)ના નિયમને લાગુ પાડવા બાબત સૂચન કર્યું કર્લાઇલ (Carlyle) કાર્પેંટર (Carpenter) વુલ્ફ (wolff) હેમાન (Hamann) વોન હાર્ટમેન (Von Hartman) અને પશ્ચિમના બીજા અનેક સમર્થ વિદ્વાનોએ તેનાથી વિરૂદ્ધ મત દર્શાવ્યા.

હિન્દુસ્થાનમાં મહર્ષિ દયાનંદ સરસ્વતિએ પોતાના અગાધ જ્ઞાનના બળે, ડાર્વિનવાદનું સફળતાથી ખંડન કર્યું. તેમણે સિદ્ધ કર્યું કે આદી સૃષ્ટિ અમૈથુનીજ હોય છે અને આદિ સૃષ્ટિમાં આદિ ઋષિઓને ઇશ્વરેજ સર્વ વિદ્યાઓનો ભંડાર અને શબ્દ તથા અર્થના સત્ય જ્ઞાનરૂપી ચાર **વેદ**નું દાન કર્યું. અને "**अभवत् पुनः**" એ પુરૂષસૂક્તના સ્પષ્ટ સૂત્ર મુજબ સૃષ્ટિનું ચક્ર ફરી ચાલવા લાગ્યું. વળી ઋગ્વેદના "**यथापूर्वमकल्पयत्**" એ વચનાનુસાર સૃષ્ટિનું ચક્ર વારંવાર ફર્યા કરે છે તેમાં ઉન્નતિવાદ કે અવનતિવાદનું પ્રયોજન નથી.

"માછલીના રૂપની ઉન્નતિ થઇ થઇને આ સૃષ્ટિના મનુષ્ય અને બીજાં જીવ, આજે છે તેવાં થયાં છે અને જેમ જેમ વખત જશે તેમ તેમ વધારે ઉન્નત થતા જશે" એ ડાર્વિનનો મત ખંડન-મંડનથી ખૂબ ડોળાયલો છે.

આ પ્રશ્ન પર પુષ્કળ પ્રકાશ પાડે એવો એક સૂત્ર મહર્ષિ ગૌતમના "ન્યાયદર્શન"માં છેઃ

" समान प्रसवात्मिका जातिः

(ભાવાર્થ જે વ્યક્તિઓ સાથે મળી પોતાના જેવીજ સંતતિ ઉત્પન્ન કરી શક તે સમૂહને જાતિ કહે છે.)

શ્રી. આત્મારામ અમૃતસરી તેમના "સૃષ્ટિ વિજ્ઞાન" નામના પુસ્તકમાં આ સૂત્ર વિષે લખતાં કહે છે કે "આ સૂત્ર કેવો સારગર્ભિત, ભાવપૂર્ણ અને ઉત્તમ છે? જાણે આખા સમુદ્રને એક ગાગરમાં સમાવી દીધો છે! આ સૂત્ર રચતાં પહેલા મહર્ષિ ગૌતમને વેદોના સંપૂર્ણ પંડિત બનવા ઉપરાંત, સમાધિની દશાને પહોંચવા માટે કોણ જાણે કેટલી તપસ્યા કરવી પડી હશે?"

ડાર્વિનનો મત એવો છે કે, પ્રાણીઓ નવા નવા વંશ સરજતા જાય છે. એટલે એક જાતનું પ્રાણી (દાખલા તરીકે વાંદરો) બીજી જાતના પ્રાણી (દાખલા તરીકે મનુષ્ય)નું પૂર્વજ હોઇ શકે છે. પણ આ 'વ્યક્તિ પરિવર્તન' પ્રત્યક્ષ કે સિદ્ધ થઇ શકતું નથી. ડાર્વિનના આ મતથી અનેક વિદ્વાનો વિરૂદ્ધ પડયા છે, જ્યારે મહર્ષિ ઉપલા ગૌતમના સૂત્રનું ખંડન હજી સુધી પૃથ્વી પરનો કોઇપણ વિદ્વાન કરી શકયો નથી.

આ પુસ્તકમાંના પત્રો પંડિત જવાહરલાલે તેમની દસ વર્ષની પુત્રી ઇંદિરા પર લખેલ છે. તેમાં સૃષ્ટિના આ વિવાદાસ્પદ અને દુર્ગમ્ય ઇતિહાસને સરળતાથી ચર્ચ્યો છે. રાજદ્વારી પ્રતિભા તરીકે પં. જવાહરલાલનું નામ જગજાહેર છે; પણ સૃષ્ટિના વિજ્ઞાનના તેમના આટલા અભ્યાસની ખબર બહુ થોડાઓને હશે.

આ પત્રોમાંના, સૃષ્ટિની ઉત્પત્તિ અને વિકાસ પરત્વે, પં. જવાહરલાલના વિચારોમાં ઉપરોક્ત પ્રાશ્ચાત્ય વિદ્વાનો, ખાસ કરીને ડૉ. ડાર્વિનના મંતવ્યોની સ્પષ્ટ છાયા દેખાય છે. અને તેથી તેમાં વિવાદ અને શંકાને ખૂબ અવકાશ છે; પણ ડાર્વિનના અને પંડિતજીના વિચારોમાં મ્હને જે મહાન તફાવત જણાયો તે આ રહ્યો:

ડાર્વિને ડૉ. આસા ગ્રે (Dr. Asa Gray)ને એક પત્ર લખ્યો હતો તેમાં લખ્યું છે કે "હું સૃષ્ટિમાં નિયમપૂર્વક રચના અને પરોપકારનો અનુભવ કરતો નથી. મ્હને તો તે નરકકુંડ જેવો ભાસે છે." હવે આ પુસ્તક વાંચતાં જણાશે કે પં. જવાહરલાલ નહેરૂએ સૃષ્ટિના વિકાસક્રમને વ્યવસ્થિત નિયમબદ્ધ અને પરોપકારી ગણ્યો છે. પ્રાચીન તથા અર્વાચીન જનતાનાં અજ્ઞાન અને અપકૃત્યો તેમના હૃદયમાં સાલતાં દેખાય છે અને તેની દાઝ વાંચકને અસર કરે છે.

વિશ્વબંધુત્વ, સમાનતા, સંસ્કૃતિ, નિર્લોભ, જાતમહેનત અપરિગ્રહ વિગેરેના ઉમદા ઉપદેશની છટાથી દીપતા આ પત્રો મ્હને અતિશય પ્રિય જણાયા, અને તેથી તેમનો ગુજરાતીમાં અનુવાદ કરવાની લાલચ થઇ આવી. આ પત્રો ખરી રીતે બાળકો માટેજ લખાયલ છે, પણ મ્હને તો તે દરેક માણસને બોધપ્રદ થઇ પડે એવા જણાયા છે. મહાત્મા ગાંધીજીએ કહ્યું છે, કે "જીજ્ઞાસા વિના જ્ઞાન નથી." તે પ્રમાણે આ પુસ્તક જો વાંચકોના હૃદયમાં સૃષ્ટિવિજ્ઞાનના પ્રશ્નમાં જીજ્ઞાસા ઉત્પન્ન કરશે તો વાંચક આપોઆપ તે વિષેના બીજા વિદ્વાનોના પુસ્તકો વાંચવા પ્રેરાઇ, પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરશે અને ત્યાંજ મ્હારા આ અલ્પ પ્રયાસની સાર્થકતા છે.

મુંબઇ:
૧૭-૩-૩૧

મોહનલાલ મોરારજી મહેતા

# જવાહરલાલ નહેરુના પત્રો

[૧]

## કુદરતનો ગ્રંથ.

જ્યારે આપણે સાથે હોઇએ છીએ, ત્યારે ત્હું મ્હને અનેક જાતના પ્રશ્ન કરે છે અને તેના ઉત્તર આપવાનો હું પ્રયત્ન કરૂં છું, પણ હવે ત્હું રહી મસૂરીમાં અને હું છું અલ્હાબાદમાં, એટલે આપણાથી વાતો તો કરી શકાય નહિ; તેથી હું વખતોવખત ત્હને પત્રો લખી, તેમાં આપણી આ સૃષ્ટિ અને તેના

ઉપર વહેંચાયલા ન્હાના મ્હોટા અનેક દેશોનાં ટૂંકાં વર્ણન લખતો રહીશ. ત્હેં ઈંગ્લાંડ અને હિંદુસ્થાનના ઇતિહાસ તો થોડા ઘણા વાંચેલા જ છે, પણ ઈંગ્લાંડ એક ન્હાનો ટાપુ જ છે અને હિંદુસ્થાન મ્હોટો દેશ હોવા છતાં પૃથ્વીની સપાટીનો તો એક ન્હાનો ભાગ જ છે. જો આપણે આખા વિશ્વનો ઇતિહાસ જાણવા બેસીએ, તો આપણે જન્મ્યા હોઇએ તેવા એક જ દેશનો નહિ, પણ દુનિયાના બધા દેશ અને તેમાં વસતી દરેક પ્રજાનો વિચાર આપણે કરવાનો રહ્યો.

મ્હને ભય છે કે, આ પત્રોમાં હું એ વિષે બહુ થોડું લખી શકીશ, પણ એ થોડું યે ત્હને ગમશે અને તેથી તું આખી દુનિયા તથા તેમાંનાં આપણાં ભાઈબ્હેનો જેવી બીજી પ્રજાઓ વિષે વિચાર કરતી થઈશ, એવી મ્હને આશા છે. તું મ્હોટી થઇને જ્યારે આ જગત અને તેના પર વસતા લોકોનો ઇતિહાસ મોટાં-દળદાર પુસ્તકોમાં વાંચીશ ત્યારે તો ત્હને તેમાં બીજી કોઈ પણ વાર્તા કે નવલકથામાં નહિ પડ્યો હોય તેટલો રસ પડશે.

તું એટલું તો જાણે છે કે, આપણી આ પૃથ્વી ઘણી-ઘણી, કરોડો વર્ષોની, જૂની છે અને લાંબો વખત સુધી તેના પર કોઈ પણ પુરૂષ કે સ્ત્રી રહેતાં નહોતાં. મનુષ્યો પૃથ્વી પર આવ્યાં તે પહેલાં ફક્ત પ્રાણીઓ વસતાં હતાં, અને પ્રાણીઓ આવ્યાં તે પહેલાં એક વખત એવો હતો કે જ્યારે કોઈ પણ

જીવ પૃથ્વી પર અસ્તિત્વમાં નહોતો. અનેક જાતનાં મનુષ્યો અને પ્રાણીઓથી ભરપૂર, એવી આપણી આ પૃથ્વીને તદ્દન જીવ વિનાની કલ્પવી મુશ્કેલ છે, પણ વિજ્ઞાનીઓ અને આ વિષયનો ખ્હોળો અભ્યાસ અને તેનું ઉંડું મનન કરનારાઓ આપણુને કહે છે, કે એક વાર આ પૃથ્વીનું પડ એટલું તો ગરમ હતું કે તેના પર કોઈ પણ જીવથી રહી શકાતું નહિ અને આપણે જો તેમનાં પુસ્તકો વાંચીએ તથા ખડકો અને પ્રાણીઓના અવશેષોનો અભ્યાસ કરીએ, તો આપણુનેય ખાત્રી થાય કે આ વાત સાવ સાચી હોવી જોઇએ.

ઇતિહાસ તું પુસ્તકોમાં વાંચે છે, પણ પુરાતન કાળમાં જ્યારે મનુષ્યો પણ અસ્તિત્વમાં નહોતા ત્યારે પુસ્તકો ક્યાંથી લખાયાં હોય ? તો પછી તે વખતે શું બન્યું તે આપણે જાણીએ કેમ ? આપણે ફક્ત બેસી રહીને બધું કલ્પી શકીએ નહિ જ. આવી કલ્પનાઓ લાગે તો સરસ, કેમકે એથી આપણે મનગમતું ધારી લઇએ અને સુંદર સુંદર વાતો ઉપજાવી શકીએ, પણ તે સાચી હોઈ શકે નહિ, કારણ કે, તે આપણે તપાસેલ કોઈ પ્રમાણ પર રચાયલી હોતી નથી.

હવે તે વખતમાં લખાએલ કોઈ પુસ્તક તો આપણી પાસે નથી. પણ સદ્‌ભાગ્યે, એવી અનેક વસ્તુઓ છે, જે આપણુને લગભગ પુસ્તકો જેટલી જ વિગતો પૂરી પાડે છે. આપણી સામે ખડકો અને પર્વતો; સમુદ્રો અને નક્ષત્રો; નદીઓ, રણો અને

પ્રાણીઓના અવશેષો* છે. આ અને એવી બીજી વસ્તુઓ જાણે સૃષ્ટિના પ્રારંભિક ઇતિહાસનાં પુસ્તકો જ છે. આ વાતો સમજવા માટે તે વિષે બીજાઓએ લખેલ પુસ્તકો વાંચવાં બસ નથી, પણ આપણે જાતે કુદરતના ગ્રંથ ભણી વળવું જોઇએ. મ્હને આશા છે કે, હવે ત્હું તરતમાં જ ખડકો અને પર્વતોમાંથી આ ઇતિહાસ ઉકેલતાં શીખીશ. તેમાં ત્હને કેવી મઝા પડશે તે કલ્પી લે! રસ્તામાં કે પર્વતની કોરે પડેલ દરેક ન્હાનો પત્થર કુદરતના એ ગ્રંથનું એક ન્હાનું પાનું હોઈ શકે અને જો તેને તું વાંચી શકે તો તે ત્હને કંઈ માહિતી આપે. હવે હિંદી, ઉર્દુ, અંગ્રેજી કે બીજી કોઈ પણ ભાષા શીખવા માટે આપણને પ્રથમ તેની બારાખડી શીખવી પડે છે, તેવીજ રીતે, આપણે પર્વત અને પત્થરોની કુદરતી ચોપડીમાં તેમનો ઇતિહાસ વાંચી શકીએ તેટલા માટે, તેની પણ બારાખડી શીખવી જોઇએ. આ બારાખડી હમણાં પણ ત્હું થોડી જાણતી હોઇશ. જો ત્હું એક ન્હાનો, ગોળ-મટોળ, ચળકતો પત્થર દેખે તો તે પણ ત્હને કંઇક કહે ખરો. તે આવો ગોળ, લીસો, ચળકતો, ખરબચડી અણીઓ વગરનો કેમ થયો? જો ત્હું એક મ્હોટો પત્થર ભાંગીને ટુકડા કરે તો દરેક ટુકડો ખરબચડો, વાંકી ચુંકી ધારોવાળો થાય; ત્યારે પેલો પત્થર આટલો ગોળ, લીસો અને ચળકતો થયો કેમ? હવે

* Fossils=અસ્થિશેષો

જો ત્હારે ચોક્ખી આંખ અને સરવા કાન હોય, તો એ પત્થર પોતાનો ઇતિહાસ ત્હને કહે, તે ત્હું જાણી શકે. એ કહે કે લાંબા વખત ઉપર એક દિવસે તે એક ખરબચડો, અનેક ખૂણા, અણીઓ અને પાસા વાળો, આપણે એક મ્હોટા ખડક કે પત્થરમાંથી તોડીએ તેવો, ખડકનો ટુકડો હતો. ત્યારે તે ઘણું કરીને પર્વતની કોઈ બાજુએ પડયો હતો. તે પછી વરસાદ પડયો અને તેથી તે ઘસડાઇને ખીણમાં વહેતા મ્હોટા ઝરણામાં ગબડી પડયો. ત્યાંથી ખેંચાતો-ખેંચાતો તે એક ન્હાની નદીમાં જઈ પડયો. ન્હાની નદી તેને મ્હોટી નદીમાં તાણી ગઈ. આ બધો વખત તે ઘસડાતો જ રહ્યો. આથી તેના ખૂણા ઘસાઈ ગયા અને ખરબચડી સપાટી લીસી અને ચળકતી બની ગઈ. નદી તેને પાછળ મૂકી ગઈ, તેથી તે ત્હારા હાથમાં આવ્યો. જો તે નદી તેને છોડયા વિના આગળ ને આગળ ઘસડી ગઈ હોત, તો તે છેક ન્હાનો બનીને છેવટે ઝીણો રેતી જેવો થઈ ગયો હોત, અને ન્હાનાં છોકરાં રમે છે અને કુબા કરે છે એવી દરિયા કિનારાની રેતીમાં મળી ગયો હોત.

હવે આવો ન્હાનો કાંકરો ત્હને આટલું બધું કહી નાખે, તો આપણે આટલા બધા ખડકો અને પર્વતો અને આપણી આસપાસની એવી અનેક ચીજો વડે કેટલું બધું જાણી શકીએ ?

❦

[ ૨ ]

## પ્રથમ ઇતિહાસ કેમ લખાયો ?

મ્હેં ત્હને ગઈ કાલના પત્રમાં લખ્યું છે, કે સૃષ્ટિનો આદિ ઇતિહાસ આપણે કુદરતના ગ્રંથ પરથી શીખવાનો છે. આ પુસ્તકમાં આપણી આસપાસની દરેક ચીજ, ખડકો, પહાડો, ખીણો નદીઓ, સમુદ્રો જ્વાળામુખી પર્વતો વગેરેનો સમાવેશ થાય છે. આ પુસ્તક સદૈવ આપણી સમક્ષ ખુલ્લું છે, પણ આપણામાંના કેટલા ઓછા માણસો તેના પર ધ્યાન આપે છે, અથવા તે વાંચવાનો પ્રયત્ન કરે છે ! આપણે જો તેને વાંચતાં અને સમજતાં શીખીએ તો આપણને તે કેટલી બધી રસિક વાતો કહે ? તેના પત્થરના પૃષ્ઠો પર આપણે જે વાતો વાંચીશું, તે કોઈ જાદુઈ વાર્તા કરતાંય વધુ રસદાયક જણાશે.

વળી, જે પ્રાચીનકાળમાં આપણી આ પૃથ્વી પર કોઈ પણ મનુષ્ય કે પ્રાણી રહેતું નહોતું, તે દિવસનો કેટલોક ઇતિહાસ આપણે આ ગ્રંથના આધારે જાણી શકીશું. એ વાંચતાં વાંચતાં આગળ વધીશું તો

આપણને સૃષ્ટિપરના આદિ જીવોનું આગમન જણાશે. ત્યાર બાદ વધારે ને વધારે પ્રાણીઓ આવતાં દેખાશે અને તે પછી આવશે પુરૂષો અને સ્ત્રીઓ ! પણ તેઓ આજનાં સ્ત્રી–પુરૂષોના કરતાં છેક નિરાળાં જ હશે. તેઓ પશુઓને મળતાં આવે એવાં જંગલી હશે. ધીમે ધીમે તેઓ અનુભવ મેળવશે અને વિચાર કરતાં શીખશે એટલે વિચારબળ તેમને બીજાં પ્રાણીઓથી જુદાંજ કરી દેશે. આ ખરૂં બળ તેમને મ્હોટાં અને ભયંકર પ્રાણીઓથીયે બળવાન બનાવી મૂકશે. આજ એક ન્હાના માણસને જબરા હાથીની પીઠ પર ચઢી, પોતાની મરજી મુજબ તેની પાસેથી કામ લેતાં તું જુએ છે. હાથી જબરજસ્ત અને બળવાન છે. તેના ગરદનપર ચઢી બેઠેલ ન્હાનકડા માવત કરતાં તો તે ઘણોજ જોરાવર છે. પણ માવત વિચાર કરી શકે છે અને પોતાના વિચારબળથીજ તે ધણી બન્યો છે અને હાથી તેનો ચાકર છે. આમ જેમ જેમ મનુષ્યમાં વિચારની પ્રગતિ થઈ, તેમ તેમ તે વધુ ચાલાક અને ડાહ્યો બનતો ગયો. તેણે કેવી રીતે દેવતા પાડવો, કેવી રીતે જમીન ખેડીને ધાન્ય ઉગાડવું, કેવી રીતે પહેરવા માટે કપડાં બનાવવાં અને રહેવા માટે ઘર બાંધવાં, એવી અનેક બાબતો શોધી કાઢી. ઘણાં સ્ત્રી–પુરૂષો એકત્ર થઈ સાથે વસવા લાગ્યાં, અને ત્યાંથી આપણા શહેરોની શરૂઆત થઇ. શહેરો વસ્યાં તે પહેલાં માણસો તંબુઓમાં મુકામ કરતા એક સ્થળથી બીજે સ્થળે રખડતા હતા. જમીનમાંથી

પોતાને જોઇતો ખોરાક કેમ ઉપજાવવો તે તેઓ જાણુતા નહોતા, તેથી તે વખતે તેમની પાસે ન તો ચોખા હતા, કે ન, આપણે જેની રોટલી બનાવીએ છીએ તે, ઘઉં! ત્યારે કશી શાકભાજી પણુ નહોતી. અને આજ તું જે ચીજો ખાય છે તેમાંની લગભગ બધી તેમનાથી અજાણી જ હતી. કદાચ તે સમયે થોડા કંદમૂળ હશે અને તે માણુસો ખાતાં હશે; પણુ મુખ્યત્વે તો તેઓ પશુઓનો શિકાર કરીને તના પર રહેતા હતા.

જેમ શહેરો વધ્યાં, તેમ માણુસો ઘણી સુંદર કળાઓ જાણુતા થયા. તેઓ લખતાં પણુ શીખ્યા, પરંતુ લાંબો વખત સુધી લખવા માટે કાગળોનો અભાવ હતો. એટલે માણુસો ભોજપત્રના ઝાડની છાલ કે તાડપત્ર પર લખતા. હાલ પણુ તે પ્રાચીનકાળમાં લખાયલ તાડપત્ર પરનાં આખાં પુસ્તકો તું કેટલીક પુસ્તકશાળાઓમાં જોઈ શકીશ. તે પછી કાગળો થયા ને લખવાનું કામ સહેલું બન્યું; છતાં છાપખાનાં તો નહોતાં, એટલે આજની માફક હજારોની સંખ્યામાં પુસ્તકો છપાઈ શકાતાં નહિ. એક વાર પુસ્તક લખાયા પછી, ઘણી મહેનતે તેની હાથની નકલો ઉતારી લેવામાં આવતી. અલબત્ત, ત્યારે પુસ્તકો વધુ પ્રમાણુમાં મળી શકતાં નહિ. તે વખતે કોઈ પુસ્તક જોઇતું હોય તો તું ઝટ પુસ્તકની દુકાનેથી લઈ આવી શકે નહિ. તેને માટે તો તારે કોઈકની પાસેથી નકલ

લખાવી લેવાની હોય, અને તેમ કરતાં ઘણો વખત લાગે. તે વખતમાં માણસો ઘણુંજ સારૂં લખતાં અને આજે પણ સુંદર હસ્તાક્ષરોથી લખાયલાં ઘણાં પુસ્તકો આપણા પુસ્તકાલયમાં છે. હિંદુસ્તાનમાં ખાસ કરીને આવી ચોપડીઓ સંસ્કૃત, ફારસી અને ઉર્દુ ભાષામાં લખાયલી છે. ઘણી વાર આ નકલ ઉતારનાર લહીઆ પાનાંની બાજુએ ફૂલનાં અને બીજાં ચિત્રો પાડતા.

આમ શહેરો વધતાં, ધીમે ધીમે દેશો અને પ્રજાઓનું બંધારણ થયું. એકજ દેશમાં નજીક નજીકમાં રહેનાર માણસો, સ્વાભાવિક રીતે, અરસપરસને ઓળખતાં થયા. તેઓ પોતાને બીજા દેશોમાં રહેનાર માણસો કરતાં ચઢીઆતા માનવા લાગ્યા અને અતિ મૂર્ખાઇથી એકબીજા સાથે લડવા લાગ્યા. પોતપોતામાં લડવું અને એકબીજાનાં ગળાં કાપવાં એ તદ્દન મૂર્ખાઇ ભર્યું છે એ લોકો ત્યારે સમજતા નહોતા અને આજે પણ કયાં સમજે છે? આવી મારામારી કોઇનું પણ ભલું કરતી નથી.

આ પ્રાચીન શહેરો અને દેશોના ઇતિહાસ જાણવા માટે આપણને કેટલીક વખત જુનાં પુસ્તકો મળી આવે છે, પણ તે ઘણાં હોતાં નથી. તેવે વખતે આપણને બીજી વસ્તુઓ મદદ કરે છે. જુના વખતના રાજા–મહારાજાઓ પોતાના રાજ્યના વૃત્તાંતો પત્થરની તખતીઓ અને સ્થંભો પર કોતરાવતા. પુસ્તકો લાંબો વખત ટકી શકે નહિ. કાગળ સડી જાય અને કીડા-

ઓથી ખવાઈ જાય, પણ પત્થર લાંબો સમય ટકી શકે. અલ્હાબાદના કિલ્લામાં જોયેલ અશોક સ્થંભ કદાચ ત્હને ધ્યાનમાં હશે. અશોક સેંકડો વર્ષોપર હિન્દુસ્થાનનો મ્હોટો રાજા થઇ ગયો છે. આ સ્તંભ પર તેનો એક ઢંઢેરો કોતરેલ છે. લખનૌના કોટ પ્રદર્શનમાં જઈને જોઇશ તો ત્યાં પણ ત્હને કોતરેલ શબ્દોવાળી પત્થરની અનેક તખતીઓ જોવામાં આવશે.

જુદા જુદા દેશના જુના ઈતિહાસ જાણવા માટે આપણે લાંબા વખત પરની–યુરોપના દેશોમાં ફક્ત જંગલી ટોળીઓ રઝળતી તે અરસામાંની–ચીન અને ઇજીપ્તની મહાન વસ્તુઓ શીખવી જોઈશે. વળી હિંદુસ્થાનમાં જ્યારે રામાયણ અને મહાભારત લખાયાં ને તે એક બળવાન અને સમૃદ્ધિશાળી દેશ હતો, ત્યારના મહાન દિવસો વિષે પણ આપણને જાણવું પડશે. આજે આપણો દેશ ઘણો કંગાળ છે; પરદેશીઓ આપણા પણ રાજ્ય કરે છે. આપણા પોતાના દેશમાં પણ આપણે સ્વતંત્ર નથી અને આપણી ઈચ્છા મુજબ કાંઇ કરી શકતા નથી, પણ આવી સ્થિતિ કંઈ હંમેશાં નહિ રહે અને આપણે સખત પરિશ્રમ કરીએ તો આપણા દેશને ફરી સ્વતંત્ર બનાવી શકીએ અને ગરીબ વર્ગની સ્થિતિ સુધારી, હિંદુસ્થાનને, આજના કેટલાક યુરોપના દેશો જેવો જ આબાદ બનાવી શકીએ.

મ્હારા હવે પછીના પત્રમાં હું પૃથ્વીના આરંભકાળના ઇતિહાસની મનોહર વાત શરૂ કરીશ.

૧૫૮૮૪

[ ૩ ]

# પૃથ્વીની ઉત્પત્તિ

તું જાણે છે કે પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. વળી એ પણ તું જાણતી હોઈશ કે બીજાયે કેટલાંક મંડળો છે જે આ પૃથ્વીની માફક સૂર્યની આસપાસ ફરે છે. આ બધાં, આપણી પૃથ્વી સહિત, સૂર્યના ગ્રહો કહેવાય છે. ચંદ્ર પૃથ્વીનો ઉપગ્રહ કહેવાય છે; કારણ કે તે પૃથ્વી ઉપર ટીંગાયલો રહે છે. બીજા ગ્રહોના પણ ઉપગ્રહો હોય છે. સૂર્ય અને ગ્રહો પોતપોતાના ઉપગ્રહો સાથે એક સારૂં જેવું કુટુંબ વસાવી બેઠા છે. આ સૂર્યમંડળ કહેવાય છે. સૂર્ય બધા ગ્રહોનો પિતા હોતાં આખું મંડળ તેને નામે ઓળખાય છે.

રાત્રે આકાશમાં તું હજારો નક્ષત્રો જુએ છે. આમાંના ફક્ત થોડાજ ગ્રહો હોય છે, અને તેઓ નક્ષત્ર કહેવાતા નથી. તું ગ્રહ અને નક્ષત્ર વચ્ચેનો તફાવત પારખી શકે છે ? ગ્રહો, આપણી પૃથ્વી માફક સરખામણીમાં નક્ષત્રોથી ન્હાના છે. પણ તેઓ આપ-

ણાથી નક્ષત્રો કરતાં વધુ નજીક હોતાં, મ્હોટા દેખાય છે. ચંદ્ર ખરી રીતે સૌથી ન્હાનો બચુકડો હોવા છતાં, આટલો મ્હોટો દેખાય છે, કારણ કે, તે આપણાથી સાવ નજીક છે; પણ ગ્રહોને ઓળખવાની ખરી રીત તો એ છે કે, તેઓ પલકે છે કે નહિ તે જોવું. નક્ષત્ર પલકતું હશે, ગ્રહ નહિ પલકે. આનું કારણ એ કે ગ્રહો આપણાં સૂર્યના તેજ વડેજ પ્રકાશે છે. ગ્રહો અને ચંદ્રનો પ્રકાશ, જે આપણને દેખાય છે તે, ખરી રીતે સૂર્યનોજ જ્યોતિ છે. ખરાં નક્ષત્રો તો આપણા સૂર્ય જેવાંજ સ્વયં-પ્રકાશિત છે, કેમકે તેઓ પ્રજળતા અને ગરમ છે. વાસ્તવિક રીતે આપણો સૂર્ય પણ એક નક્ષત્ર જ છે. પણ તે આપણાથી નજીક હોતાં આપણને મ્હોટો અને અગ્નિનઃ પ્રચંડ ગોળા જેવો દેખાય છે.

આમ આપણી પૃથ્વી સૂર્યના પરિવારની–સૂર્ય મંડળની છે આપણને તે બહુ મ્હોટી લાગે છે. આપણાં ન્હાનાં શરીરોના મુકાબલે તો તે મ્હોટીજ છે. ઝડપી આગગાડી કે આગબોટથી પણ કેટલાક દિવસે કે અઠવાડિયે એક સ્થળેથી બીજા સ્થળે પહોંચી શકાય છે; પણ આપણને આટલી વિશાળ લાગવા છતાં પૃથ્વી અંતરિક્ષમાં લટકતી એક રજકણ જેવી છે. સૂરજ આપણાથી કરોડો માઇલ દૂર છે અને બીજા ગ્રહો તેથી પણ વધારે દૂર છે.

ખગોળવેત્તાઓ એટલે જે લોકો નક્ષત્રોનો અભ્યાસ કરે છે તે, આપણને કહે છે કે, ઘણા ઘણા વખત પહેલાં પૃથ્વી અને બીજા ગ્રહો સૂર્યમાંજ સમાયલા હતા. સૂરજ હમણાં છે તેવો, જ્વાળા કાઢતા અત્યંત ધીખતા એક ઢગલા જેવો, તે વખતે પણ હતો, કોઇક સંયોગને લઇને સૂર્યના કેટલાક ન્હાના ટુકડાઓ ઢીલા થઈ ગયા અને એકાએક હવામાં ખરી પડયા. પણ તેઓ તેમના પિતા સૂરજનો સંબંધ છેક તોડી શકયા નહિ. જાણે કોઈ દોરડાથી તેઓ લટકી રહ્યા હોય તેમ અંતરિક્ષ થંભ્યા અને પછી સૂર્યની આસપાસ ફરવા લાગ્યા. જેને મ્હેં દોરડાથી સરખાવી છે તે એક વિચિત્ર શક્તિ છે. જે ન્હાની વસ્તુને મ્હોટી વસ્તુ ભણી ખેંચે છે. પોતપોતાના વજનથી વસ્તુઓ પડી જાય છે, તે આ શક્તિને લઇને જ. આપણી નજીકની મ્હોટામાં મ્હોટી વસ્તુ પૃથ્વી હોતાં તે આપણું બધું આકર્ષે છે.

આવી રીતે આપણી પૃથ્વી પણ સૂર્યમાંથી તૂટી પડી. તે ત્યારે અતિશય ગરમ હશે. ચારે કોર ધગધગતા વાયુઓ અને હવાથી તે ઘેરાયલી હશે. પણ સૂર્ય કરતાં ઘણી જ ન્હાની હોતાં તે ઠરવા લાગી. સૂર્ય પણ હવે ઓછો ગરમ થતો જાય છે, પણ તેને ઠરવા માટે તો હજી કરોડો વર્ષો જોઇએ. પૃથ્વીને ઠરવા માટે પ્રમાણમાં બહુ ઓછો સમય લાગ્યો. જ્યારે તે ખૂબ ગરમ હતી ત્યારે તેના પર મનુષ્ય, પ્રાણી,

છોડ, ઝાડ કે, બીજી કોઈ પણ વસ્તુ જીવી શકતી નહિ હોય. બધું બળી જ જાય.

હવે જેવી રીતે સૂર્યમાંથી એક કકડો છૂટો પડતાં, તેની પૃથ્વી થઈ તેવી રીતે પૃથ્વીમાંથી એક કકડો તૂટી પડતાં, તેનો ચંદ્રમા થયો. ઘણાં લોકો માને છે કે, જે સ્થળેથી ચંદ્ર જેટલો ટુકડો ઉડી ગયો, તે સ્થળે મ્હોટું પોલાણ થઈ ગયું અને આજે તે ઠેકાણે જાપાન અને અમેરિકા વચ્ચે પથરાયલો પેસિફિક મહાસાગર છલકે છે.

પૃથ્વી ઠંડી પડવા લાગી. વખત તો ખૂબ—ખૂબ લાગ્યો. ધીમે ધીમે પૃથ્વીની સપાટી તો ઠંડી પડી પણ તેનું પેટ ગરમજ રહ્યું. આજે પણ જો તું કોલસાની ખાણમાં ઉતરે તો જેમ જેમ નીચે જાય તેમ તેમ ગરમી વધતી જાય. જો તું પૃથ્વીના ઉંડાણમાં પૂરતા પ્રમાણમાં ઉતરી શકે, તો ત્યાં તે લાલ અંગાર જેવી ધીખતી જણાય, એવો સંભવ છે. ચંદ્ર પણ ઠંડો પડતો ગયો અને તે પૃથ્વી કરતાં ઘણો ન્હાનો હોતાં પૃથ્વીથી વહેલો ઠરી ગયો. તે હવે તો સુખદ અને શીતળ લાગે છે; નહિ? તેને શીત–ચંદ્રમા કહે છે. કદાચ તે બરફના ટેકરાઓ અને હીમક્ષેત્રોથી ભરપુર હશે.

જ્યારે પૃથ્વી ઠરી ત્યારે હવામાંની પાણીની વરાળ પાણીના સ્વરૂપમાં ઘન થઈ અને ત્યારે વરસાદ પડ્યો.

તે વખતે વરસાદ ઘણા ભયંકર પ્રમાણમાં વરસ્યો હશે, એટલે તે પાણીથી પૃથ્વીની બધી પોલાણો ભરાઈ ગઈ અને તેના મ્હોટા મ્હોટા મહાસાગરો થયા.

પૃથ્વી ઠંડી થઈ; મહાસાગરોનાં પાણી પણ ઠર્યાં; એટલે જીવો માટે પૃથ્વીની સપાટી પર કે દરિયાના પાણીમાં રહેવાનું શક્ય થઈ પડયું. હવે પછીના પત્રમાં આપણે પૃથ્વીપરના શરૂઆતના જીવની ચર્ચા કરીશું.



[૪]

## આદ્ય જીવો.

આગળના પત્રમાં આપણે જોયું કે, પૃથ્વી લાંબો વખત સુધી, તેના પર કોઈ પણ સજીવ વસ્તુ ન રહી શકે એટલી, ઉષ્ણ હતી. હવે પૃથ્વી પર જીવનનો આરંભ ક્યારે થયો અને પહેલી કયી વસ્તુઓ અસ્તિત્વમાં આવી? આ પ્રશ્ન ઘણો મનોરંજક છે, પણ સાથે તેનો ઉત્તર આપવાનું કામ તેટલું જ અઘરૂં છે. હવે જીવન એ શું છે તેનો આપણે વિચાર કરીએ. હું અહીં જણાવીશ કે માણસો જીવંત છે, અને પશુઓ યે સજીવ છે. પણ ઝાડો, છોડવાઓ, ફૂલો અને લીલોતરી કેવાં છે? તેઓ પણ અલબત્ત સજીવ છે. તેઓ ઉગે છે, પાણી પીએ છે, શ્વાસ લે છે અને મરી જાય છે. પ્રાણી અને ઝાડ વચ્ચે મુખ્ય ફરક તો એટલોજ છે કે ઝાડ હાલી ચાલી શકતું નથી. લંડનના 'કયુ ગાર્ડન' (Kew garden) માં મ્હેં ત્હને કેટલાક રોપા બતાવ્યા હતા, તે ત્હને યાદ હશે. આ ઓરચિડ અને પિચર (Orchids and Pitcher)

નામના રોપા સાક્ષાત્ માખીઓ ખાઈ જાય છે. વળી વાદળી જેવાં બીજાં કેટલાંક પ્રાણીઓ છે, જે દરિયાને તળિયે રહે છે અને જરા પણ હીલચાલ કરતાં નથી. અમુક વસ્તુ પ્રાણી છે કે છોડવો છે, તે કહી શકવું ઘણીવાર બહુ મુશ્કેલ થઈ પડે છે. જ્યારે ત્હું વનસ્પતિશાસ્ત્ર, એટલે છોડવાંને લગતી વિદ્યા, અને પશ્વાદિ શાસ્ત્ર, એટલે પ્રાણીઓને લગતી વિદ્યા શીખીશ ત્યારે આવી, નહિ પ્રાણી અને નહિ રોપા જેવી, વિચિત્ર વસ્તુઓ વિષે જાણવાનું મળશે.

કેટલાક લોકો આપણને કહે છે કે પત્થર અને ખડકોમાં પણ એક પ્રકારનો જીવ રહેલો છે. તેમને પણ એક જાતનું દુ:ખ થાય છે, પણ તે પ્રત્યક્ષ થવું બહુ મુશ્કેલ છે. જીનેવામાં આપણને એક ગૃહસ્થ મળવા આવ્યા હતા, તે ત્હને સાંભરતું હશે. તેમનું નામ જગદીશ બોઝ છે. તેમણે ઘણા પ્રયોગો કરીને સિદ્ધ કર્યું છે કે, રોપાઓમાં સંપૂર્ણ ચૈતન્ય છે. વળી તેઓ માને છે કે પત્થરમાં પણ થોડું ચૈતન્ય છેજ.

આમ ત્હેં જોયું હશે કે કયી વસ્તુમાં જીવ છે અને કયીમાં નથી, એ કહેવું સહેલું નથી. પણ આપણે અત્યારે પત્થરને એક બાજુએ રહેવા દઇ, રોપા અને પ્રાણીઓનો વિચાર કરીએ. આજે અહિં અસંખ્ય જીવ છે. તેઓ ન્હાના પ્રકારના છે. વળી પુરૂષો અને સ્ત્રીઓ પણ છે. તેમાંનાં કેટલાંક બહુ

હુશીઆર છે અને કેટલાંક મૂર્ખ છે. પછી પ્રાણીઓ છે; તેઓમાં પણ ત્હને હાથી, વાંદરા અને કીડી જેવાં ચાલાક પ્રાણીઓ જણાશે, તેમ મૂર્ખ પ્રાણીઓ પણ જણાશે. માછલી અને દરિયાની એવી કેટલીક વસ્તુઓ જીવનના ક્રમમાં એથી પણ નીચે આવે છે અને એ ક્રમને છેક છેડે વાદળી, ચીકણી માછલીઓ, અને અર્ધ પ્રાણી અને અર્ધ છોડવા જેવી બીજી ચીજો રાખી શકાય.

હવે આ જાતનાં પ્રાણીઓ ઓચિંતાં, એકજ વખતે અસ્તિત્વમાં આવ્યાં કે ધીમે ધીમે, કે એક પછી એક કરીને આવ્યાં તે શોધી કાઢવાનો આપણે પ્રયાસ કરવાનો છે. એ કેમ શોધી શકાય? એ પુરાતન કાળનાં કોઈ પુસ્તકો તો આપણી પાસે નથી. ત્યારે આપણો પેલો 'કુદરતનો ગ્રંથ' આમાં કંઈ મદદ કરશે? અલબત્ત, કરશે. જુના ખડકોમાં આપણને પ્રાણીઓનાં હાડકાં મળી આવે છે તેમને 'અવશેષો' કહે છે. તેમને આધારે તે ખડક બંધાયું તે કાળમાં કેવી જાતનાં પ્રાણીઓ વસતાં હશે તેનો ખ્યાલ આવે છે. લંડનના 'સાઉથ કેન્સીંગ્સ્ટન મ્યુઝીઅમ'માં આવા ન્હાના મ્હોટા અનેક અવશેષો મ્હેં જોયા છે.

પ્રાણી મરી જાય છે ત્યારે તેનો પોચો, માંસાળ ભાગ તરત ખરાબ થઈ જાય છે, પણ તેનાં હાડકાં ઘણો લાંબો વખત ટકી શકે છે. આ હાડકાંજ પાછળથી આપણને મળી આવે છે અને તે પુરાતન

કાળમાં વસતા પ્રાણીઓ વિષે કંઈક કહે છે. પણ ધારી લે, કે કોઈ ચીકણી માછલી જેવા પ્રાણીને હાડકાં નથી, તો? તો તેના મરણ પછી તેનો કોઈ પણ અવશેષ બાકી રહેતો નથી.

જો આપણે ધ્યાનપૂર્વક ખડકો તપાસીએ અને તેમાંથી મળી આવતા અવશેષો સંઘરીએ તો કયા કયા કાળમાં કેવી જાતનાં પ્રાણીઓ જીવતાં હતાં, તેની ખબર પડે. તે બધાં કંઈ અંતરિક્ષમાંથી એકાએક પૃથ્વી પર આવી પડયાં નહોતાં. સૌથી પ્રથમ તો સાવ સાદાં, છીપની માછલી જેવાં, છીપાળાં પ્રાણીઓ આવ્યાં. દરિયા કિનારે ત્હું સુંદર છીપો ઉંચકે છે તે બધો મરી ગયેલ પ્રાણીઓનાં હાડકાંની છે. તે પછી, સાપ, હાથી કરતાં પણ વધારે પ્રચંડ કાયાવાળાં પશુઓ, અને આજે છે તેવાં પક્ષીઓ અને જાનવરો જેવાં અટપટાં પ્રાણીઓ દેખાયાં. સૌથી છેલ્લે મનુષ્યના અવશેષ નજરે પડે છે. આ ઉપરથી એટલું તો દેખાય છે કે પ્રાણીઓ પૃથ્વી પર ચોક્કસ ક્રમાનુસાર આવ્યાં છે. સૌથી પ્રથમ સાદાં જીવ, પછી અટપટાં અંગવાળાં ઉચ્ચ કોટિનાં પ્રાણીઓ અને છેલ્લે સર્વોત્તમ પ્રાણી, મનુષ્ય, આવ્યાં. સાદી વાદળી અને છીપાળી માછલીનો કેમ વિકાસ થયો, કેમ ફેરફાર થયા અને તેમાં આટલો સુધારો કેમ થયો તે ઘણો રસિક અભ્યાસનો વિષય છે અને તે ત્હને આગળ ઉપર હું સમજાવીશ, પણ અત્યારે તો આપણને શરૂઆતના જીવ સાથે સંબંધ છે.

પૃથ્વી ઠંડી થયા પછી, કોઈ પણ છીપ કે હાડકાં વગરનો, ચીકણા પદાર્થ જેવો જીવ સમુદ્રમાં થયો. ઘણું કરીને તેજ પૃથ્વી પરની પહેલી જીવતી ચીજ હતી. તેને હાડકાં કે છીપ નહોતાં. આપણને અત્યારે તેના કશા અવશેષ મળી આવતા નથી એટલે તે વિષે થોડું ઘણું કલ્પી લેવાનું છે. આજે પણ એવા ઘણા જીવ સમુદ્રમાં છે. તેઓ આકારે ગોળ છે, પણ તેમનામાં હાડકાં કે છીપ ન હોવાથી, તે આકાર ચાલુ બદલાતો રહે છે. તેઓ કંઈક આવા છેઃ—



તેમની વચ્ચે જે ટપકું છે, તે જોયું? તે 'કણકેંદ્ર' કહેવાય છે તે એક જાતનું હૃદય છે. આ જીવો, અગર જે કહે તે,માં પોતાની મેળે શરીરના ભાગ પાડીને, એકમાંથી બે થઇ જવાની અજબ રીત હોય છે. શરીરના અમુક ઠેકાણેથી તેઓ પાતળા થવા માંડે છે. આમ ખુબ પાતળા થઇ, તેઓ છૂટીને એકનાં બે થઈ જાય છે. શરીરના બે ભાગ થઇ ગયા પછી પણ તેમનો આકાર અસલ જેવોજ કાયમ રહે છે.

આ વિભાગ નીચેની રીતે બને છે.



આમાં તું જોઇશ કે કલલકેન્દ્ર અથવા હૃદય પણ બે ભાગમાં વહેંચાઇ જાય છે અને બન્નેને થોડું થોડું મળે છે. આવી રીતે આ પ્રાણીઓ આમ જુદાં થતાં અને વધતાં જાય છે.

આવો કોઇક જીવ આપણી પૃથ્વી પર સૌથી પહેલાં જીવ્યો હશે. જીવનનો કેવો સાદો અને નમ્ર પ્રતિનિધિ! તે વખતે આખી પૃથ્વીમાં તેના કરતાં વધારે ઉચ્ચ કે સારૂં કશુંય નહોતું. ખરાં પ્રાણીઓ હજી આવ્યા નહોતાં અને કરોડો વર્ષો લગી મનુષ્યનાં પગલાં થવાનાં નહોતાં!

આ ચીકણા પદાર્થ પછી, સમુદ્રના રોપા, છીપાળી માછલીઓ, કાચબા, અને જંતુ થયા હશે. તે પછી બીજાં માછલાં થયાં. માછલાં બાબત આપણને ઘણું જાણવાનું મળે છે, કારણ કે, તેમને હાડકાં અને છીપો હતી, જે તેઓ, આપણને આટલે લાંબે કાળે તેમનો અભ્યાસ કરવામાં મદદ કરવા માટે, પાછળ મૂકી ગયાં છે. આ છીપો સમુદ્ર તળિયે કાદવમાં પડી રહી. તેમના પર તાજો કાદવ અને રેતી ચઢી ગયાં. તેથી તે સંભાળપૂર્વક સંઘરાઇ ગઇ.

ઉપરના બીજા રેતી અને કાદવના દબાણથી તે કાદવ કઠણ થતો ગયો. આખરે તે એટલો તો સખત થઇ ગયો કે તેનું ખડક બન્યું. આમ પ્રથમ ખડકો દરિયાને તળિયેજ બન્યાં. ધરતીકંપ કે એવા બીજા કારણે તેઓ પાણીની સપાટી ઉપર ચઢી આવ્યાં અને ત્યાં સુકી જમીન થઇ. પછી તે ખડકો નદીઓ અને વરસાદ વડે ધોવાયાં ત્યારે, યુગો ઉપર ઢંકાયલી પેલી છીપો બ્હાર નીકળી આવી. આમ આપણને આ છીપ અથવા અવશેષ મળ્યા અને તેના અભ્યાસથી મનુષ્યના આગમન પહેલાં પૃથ્વી કેવી હતી, તેની શોધ થઇ.

આ સાદાં પ્રાણીઓ વિકાસ પામી, આજે છે તેવાં કેમ થયાં તેનો વિચાર આવતા પત્રમાં કરીશું.





हाल अस्तित्वमां नक्ष एवी जातना पटे चालनार प्राणी

जेनी कुल लंबाई ६० फुट छे

[ ૫ ]

## પશુઓનું આગમન.

આપણે જોયું કે, સાદાં ન્હાનકડાં દરિયાઇ પ્રાણીઓ તથા જળમાંના રોપા એ આપણી પૃથ્વી પરના જીવનનાં એંધાણ રૂપ હતાં. તેઓ પાણીમાંજ રહી શકતાં અને પાણી બહાર નીકળી સુકાતાં, હમણાં જેમ ન્હાની માછલી કિનારા પર આવી પડતાં તરત સુકાઇને મરી જાય છે તેમ, મરી જતાં. પણ તે વખતે હાલ પૃથ્વી પર છે, તેના કરતાં ઘણું વધારે પાણી અને ભેજ તથા કાદવવાળી જમીન હતાં. હવે, જે માછલી કે દરિયાઇ પ્રાણીની ચામડી જરા કઠણ હતી, તે પાણી બહાર જમીન પર બીજાંઓ કરતાં વધુ વખત જીવી શકતાં; કેમકે તેઓ જલદી સુકાઇ જતાં નહિ. આમ પોચી માછલીઓ અને તેમના જેવાં બીજાં પ્રાણીઓ ઓછાં થતાં ગયાં, કેમકે તેઓ સુકી જમીનને સહન કરી શકતાં નહિ: અને તેમને બદલે જેમનાં પૃષ્ટ ભાગ કઠણ હતાં તેઓની સંખ્યા વધવા લાગી. આ ધ્યાનમાં રાખવા જેવી સરસ વાત છે.

એનો અર્થ એ થાય છે કે, પ્રાણીઓ ધીમે ધીમે પોતાના સંયોગો સાથે મેળ કરી લે છે. 'સાઉથ કેનીંગ્સ્ટન મ્યુઝીઅમ'માં હેં જોયું કે, પક્ષીઓ અને પ્રાણીઓ શિયાળામાં અને બરફ પુષ્કળ પડતું હોય એવા ઠંડા પ્રદેશોમાં, બરફ જેવાં સફેદ થઇ જાય છે. વળી જ્યાં ઘણી લીલોતરી અને ઝાડો હોય છે. એવા ઉષ્ણકટિબંધ પરના દેશોમાં તેઓ લીલા કે બીજા કોઇ ચળકતા રંગના બની જાય છે, એટલે કે તેઓ પોતાની જાતની આસપાસના સંયોગોને અનુકુળ કરી લે છે. દુશ્મનોથી બચવા માટે તેઓ પોતાનો રંગ બદલી નાખે છે, કેમકે આસપાસની વસ્તુઓ જેવોજ પોતાનો રંગ હોય, તો તેઓ સહેલાઇથી દેખાઇ આવે નહિ. ઠંડા મુલકમાં શરીરને ગરમ રાખવા માટે તેઓ પોતા પર રૂંવાટા ઉગાડી લે છે. વાઘ પીળા ચટાપટાવાળો હોય છે. જંગલમાં તે, ઝાડોમાંથી સૂર્યનો પ્રકાશ આવતો હોય, તેવો દેખાય છે. ઘાડા જંગલમાં વાઘને દેખી શકવો મુશ્કેલ છે.

પોતાની આસપાસની વસ્તુઓ સાથે મેળ સાધી લેવાનો પ્રાણીઓ પ્રયત્ન કરે છે, તે વાત જેટલી રસિક છે, તેટલીજ ઉપયોગી છે. અલબત્ત, પ્રાણીઓ પોતે બદલવાની કોશેષ કરતાં નથી, પણ જેઓ પોતાના સ્વરૂપને બદલી, આસપાસની વસ્તુઓમાં મળી જઇ શકે છે, તેમને જીવવાની વધુ તક મળે છે. તેઓ સંખ્યામાં વધતાં જાય છે ને બીજાં તેમ

વધી શકતાં નથી. આ વાતથી ઘણી વસ્તુઓ સમજાય છે. આથી સ્પષ્ટ થાય છે કે, સાદાં પ્રાણીઓ ધીમે ધીમે ઉચ્ચ કોટિનાં પ્રાણીઓમાં ફેરવાઈ જાય છે, અને તેઓજ, ભલે કરોડો વર્ષોના ગાળા પછી, મનુષ્ય બનતાં હશે. આપણી આસપાસ થતા આ ફેરફાર આપણે જોઇ શકતા નથી, કારણ કે તેઓ અતિ ધીમી ગતિએ થાય છે. અને આપણું આયુષ્ય ટૂંકું છે. પણ કુદરત બદલાવતી, વધુ સંપૂર્ણ બનાવતી, પોતાનું કામ કર્યે જાય છે. નથી તે કદી અટકતી કે નથી આરામ લેતી!

હવે તું યાદ કર કે પૃથ્વી ઠંડી પડતી જતી હતી અને ધીમે ધીમે સુકાતી જતી હતી, તે વધારે ઠંડી થતાંજ હવાપાણી બદલ્યાં. અને બીજી પણ અનેક ચીજો બદલી. જેમ પૃથ્વીમાં ફેરફાર થયો તેમ તે પરનાં પ્રાણીઓમાંય ફેરફાર થયો અને નવા પ્રકારનાં પ્રાણીઓ પેદા થયાં. સૌથી પ્રથમ આપણે સાદાં દરિયાઈ પ્રાણી જોયાં. ત્યાર બાદ અટપટાં દરિયાઇ પ્રાણીઓ આવ્યાં તે પછી સુકી જમીન વધી ગઇ ત્યારે જમીન પર તેમજ પાણીમાં રહી શકે એવાં, આજે મગર અને દેડકાં છે તેમને મળતાં, પ્રાણીઓ આવ્યાં. આ પછી તરતજ એકલી જમીન પર રહી શકે એવાં પ્રાણીઓ થયાં અને પછી હવામાં ઉડે એવા પક્ષીઓ આવ્યાં.

મ્હેં ઉપર દેડકાની વાત કરી. દરિયાઈ પ્રાણીમાંથી જમીનનું પ્રાણી કેમ થઇ જાય છે, તેના અભ્યાસ માટે આ દેડકાનું જીવન એક દષ્ટાંતરૂપ થઈ પડે એમ છે. દેડકો પેદા થતી વખતે માછલી જેવો હોય છે; પણ પાછળથી તે ભૂચર પ્રાણી જેવો થઈ જાય છે અને બીજાં પ્રાણીઓ માફક ફેફસાંઓથી શ્વાસ લેવા માંડે છે.

આદિકાળમાં ભૂમિ ઉપર જીવન શરૂ થયું ત્યારે, પૃથ્વી પર અગોચર જંગલો હતાં. ઘીચ ઝાડીને લઇને ભૂમિ કાદવ કીચડથી ભરેલી રહેતી. જતે દહાડે આ જંગલો દટાઇ ગયાં અને તેમના ઉપરના માટી અને ખડકોના દબાણુને લઇને કોલસા બની ગયા. આપણને જમીનના ઉંડા ઉંડા ગર્ભમાંથી કોલસાની ખાણો મળી આવે છે, તેની ત્હને ખબર છે. આ ખાણો ખરી રીતે તે જુના કાળના વનોની બનેલી છે.

પ્રથમનાં ભૂચર પ્રાણીઓમાં મ્હોટા મ્હોટા સાપ, ગરોડીઓ અને મગરમચ્છો હતાં. કેટલાંક તો સો–સો ફીટ લાંબાં હતાં. સો ફીટ લાંબાં સાપ કે ગરોડી કેવાં હશે તેનો વિચાર કર! લંડનના મ્યુઝીઅમમાં આવાં રાક્ષસોનાં હાડપિંજરો આપણે જોયાં હતાં તે ત્હને યાદ છે?

તે પછી હાલ જેવાં પ્રાણીઓ છે, તેમને મળતાં પ્રાણીઓ આવ્યાં. તે સસ્તન પ્રાણીઓ કહેવાય છે,

કેમકે તેઓ પોતાનાં બચ્ચાંને ધવડાવે છે. આ પશુઓ પણ ત્યારે હાલના કરતાં ઘણાં મ્હોટાં હતાં. મનુષ્યને સૌના કરતાં વધારે મળતું એવું પ્રાણી વાનર અથવા કપિ છે. તેથીજ લોકો ધારે છે કે, મનુષ્ય કપિવંશમાંથી ઉતરી આવ્યો છે.

આનો અર્થ એ કે જેમ દરેક પ્રાણી પોતાના સંયોગાનુસાર બંધબેસતો થઈ પોતાને સુધારતો ગયો, તેમ માણસ પણ પહેલાં તો એક સારી જાતનો કપિ જ હતો. પછી તે પોતાને સુધારતો ગયો, બલ્કે, કુદરત તેને સુધારતી ગઈ, અને આજે મનુષ્યનો વિકાસ ક્યાં અટકશે તેની તેને ખબર નથી. તે હવે પોતાને બીજાં પ્રાણીઓથી નિરાળો માને છે, પણ આપણે વાંદરાના પિતરાઈ છીએ, એટલું યાદ રાખવું સારૂં છે. આજે પણ આપણામાંના ઘણા જણ વાંદરા જેવુંજ વર્ત્તન રાખે છે, એવો મ્હને ભય છે!



[ ૬ ]

## મનુષ્યનું આગમન.

ગયા પત્રમાં આપણે, જીવન પૃથ્વી પર છેક સાદા સ્વરૂપે કેમ પ્રવેશ્યું અને કરોડો વર્ષોના ધીમા વિકાસ પછી આજે છે તેવું કેમ થયું, તે જોયું. વળી પ્રાણીઓના વિકાસ બાબત આપણે બીજી એક રસિક અને આવશ્યક વાત એ જાણી કે પ્રાણી હમેશાં પોતાની આસપાસની વસ્તુઓને બંધબેસ્તું થવાનો પ્રયત્ન કરે છે, આમ કરવાથી પ્રાણીમાં કેટલાક નવા ગુણ દાખલ થયા અને તેઓ ઉચ્ચતર અને વધુ અટપટાં પ્રાણીઓ બન્યાં. આ ફેરફાર અથવા વિકાસ આપણે ઘણી રીતે જોઈ શકીએ છીએ. દાખલા તરીકે, પ્રથમ બધાં પ્રાણીઓ હાડકાં વગરનાં હતાં, પણ આમ લાંબું જીવી શકાતું નહિ, એટલે તેઓ હાડકાંવાળાં પ્રાણીઓ બન્યાં. પહેલવહેલું હાડકું તેમને પીઠમાં આવ્યું; આમ પ્રાણીઓના બે વર્ગ થયા—હાડકાવાળાં અને હાડકા વિનાનાં. તું આજે જે પ્રાણીઓ અને પશુઓ જુએ છે તે, અલબત્ત હાડકાવાળાં છે.

પછી તું માછલી જેવાં સાદાં પ્રાણીઓ જોઇશ. તેઓ ઈંડાં મૂકે છે, ને પછી છોડી જાય છે. એકકી વખતે હજારો ઈંડાં મૂકે છે, પણ તેમની સંભાળ લેતાં નથી. મા પોતાનાં બચ્ચાંની જરા પણ કાળજી કરતી નથી. તે ઈંડાં મૂકી ચાલી જાય છે અને ફરીને કદી તેમની પાસે આવતી નથી. તેમની સંભાળ લેનાર કોઈ ન હોવાથી ઘણાં ખરાં ઈંડાંઓનો નાશ થાય છે અને થોડાં જ માછલી સ્વરૂપે જીવે છે. આ ભયંકર નુકશાન ન કહેવાય ? જો આપણે ઉચ્ચતર પ્રાણીઓને તપાસીશું, તો જણાશે કે તેઓ ઈંડાં કે બચ્ચાં ઓછાં મૂકે છે, પણ તેમની સંભાળ સારી રીતે લે છે.

મરઘી ઈંડાં મૂકે છે અને તે પર બેસીને સેવે છે. જ્યારે ન્હાનાં બચ્ચાં બહાર આવે છે, ત્યારે થોડા વખત તેમને પોષે છે, પણ તેઓ મ્હોટાં થાય છે, ત્યારે તેમની ઝાઝી દરકાર તે કરતી નથી.

પછી એથી ઉચ્ચ કોટિનાં સસ્તન પ્રાણીઓ, જેના વિષે મ્હેં આગલા પત્રમાં લખ્યું છે તેમનામાં, મ્હોટો ફેરફાર થયો. તેઓ ઈંડાં મૂકતાં નથી, પણ માદા ઈંડાંને પેટમાંજ રાખી, કુતરા, બિલાડા કે સસલાની જેમ, સંપૂર્ણ થયેલ બચ્ચાંને જ જન્મ આપે છે અને પાછળથી તેમને ધવરાવે છે અને તેમની ખૂબ સંભાળ લે છે, આમ છતાં તેમનામાં પણ મ્હોટો બગાડ ત્હને જોવામાં આવશે. સસલાં થોડા થોડા મહિનાને અંતરે

ઘણાં બચ્ચાં મૂકે છે, અને તેમાંના ઘણા તો મરી જાય છે. પણ હાથી જેવું ઉચ્ચ વર્ગનું પ્રાણી એક જ બચ્ચાને જન્મ આપે છે અને તેની ઘણી કાળજી કરે છે.

આથી ત્હને જણાયું હશે કે પ્રાણીઓનો જેમ વિકાસ થાય છે તેમ તે ઈંડાંને બદલે પોતાનાં જેવાં જ, પણ ન્હાનાં આકારનાં, બચ્ચાંને જન્મ આપે છે. અને ઉચ્ચકોટિના પ્રાણીઓ એકકી વખતે એક જ બચ્ચાને જન્મ આપે છે. વળી આ પ્રાણીઓને પોતાનાં બચ્ચાં માટે ખૂબ પ્રેમ હોય છે. મનુષ્ય સર્વોત્કૃષ્ટ પ્રાણી હોતાં, માબાપ બાળકો પર ઘણું વહાલ રાખે છે અને તેમની ખૂબ માવજત કરે છે.

માણુસ પહેલાં હલકી જાતનાં પ્રાણીઓમાંથી જ વિકસ્યો હશે. સૌથી પહેલો માણુસ આપણે આજે જોઇએ છીએ તેવા માણસોને ભાગ્યેજ મળતો આવતો હશે અર્ધા કપિ અને અર્ધા માણુસ જેવો તે, વાંદરાની માફક જ રહેતો હશે. જર્મનીમાં હિડલબર્ગ ( Heidelberg ) નામના શહેરમાં આપણે એક અધ્યાપકને મળવા ગયા હતા, તે ત્હને સાંભરે છે ? તેણે અવશેષોથી ભરેલું એક ન્હાનું પ્રદર્શન આપણને બતાવ્યું હતું અને ખાસ કરીને તેણે ઘણી જ સંભાળથી તિજોરીમાં સાચવી રાખેલ મનુષ્યની એક ખોપરી બતાવી હતી. આ ખોપરી આદિકાળના તે મનુષ્યની

છે, એમ મનાય છે. હાલ તે મનુષ્યને આપણે 'હિડલબર્ગનો માનવી' કહીએ છીએ. કારણ માત્ર એટલું જ કે, તે ખોપરી હિડલબર્ગની નજીકમાંથી દટાયલી મળી આવી હતી. જો કે તે કાળે હિડલબર્ગ કે એવું બીજું કોઇ શહેર તો નહિ જ હોય.

મનુષ્ય આમ તેમ ભટકતો હતો તે કાળમાં ઠંડી ઘણી સખત હતી. તે જમાનાને હીમ-કાળ કહે છે, કેમકે ત્યારે બરફ અતિશય પડતો. હાલ ઉત્તર ધ્રુવમાં છે, તેવાં બરફનાં ક્ષેત્રો, ઇંગ્લાંડ અને જર્મની ભણી વધ્યાં. આ વખતે માણસો માટે જીવવાનું કામ ઘણું કઠણાઇ ભર્યું થઇ પડયું હશે અને તેઓ બહુ હેરાન થયા હશે. જ્યાં બરફનાં ક્ષેત્રો ન હોય તેવે જ ઠેકાણે તેઓ રહી શકતા. વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને કહે છે કે તે વખતે ભૂમધ્ય સમુદ્ર હતો જ નહિ, પણ એક બે મ્હોટાં તળાવ હતાં. વળી રાતા સમુદ્રનોયે ત્યારે પત્તો નહોતો. ત્યાં બધી જમીન જ હતી. હિંદુસ્થાનનો મ્હોટો ભાગ ટાપુ જેવો હતો અને પંજાબ તથા આપણા પ્રાંતોના કેટલાક ભાગમાં સમુદ્ર હતો. આખો દક્ષિણ હિંદુસ્થાન અને મધ્ય હિંદુસ્થાન એક ટાપુ માફક, સમુદ્ર વડે, હિમાલયથી જુદો કપાઈ પડેલો કલ્પી લે ! જો એમ હોય તો ત્હારે મસૂરી ઘણે ભાગે આગબોટથી જ જવું પડે !

માણસ આવતાં વેંત જ જબરાં જાનવરોથી ઘેરાઇ ગયો હશે અને તેમનાથી ડરીને રહેતો હશે. આજે

મનુષ્ય આખી સૃષ્ટિનો સ્વામી બન્યો છે અને પોતાની ઇચ્છા મુજબનાં કામ પશુઓ પાસેથી કરાવે છે. ઘોડા, હાથી, ગાય, કુતરા, બિલાડા જેવા પ્રાણીઓને તે પાળે છે; કેટલાંક તે ખાય છે; અને સિંહ તથા વાઘ જેવા કેટલાકનો પોતાની મોઝ માટે શિકાર કરે છે. તે દિવસોમાં તે સ્વામી નહોતો પણ પોતે જ શિકાર હતો અને મહાન પશુઓથી દૂર ને દૂર ભાગતો ફરતો હતો. પરંતુ ધીમે ધીમે તે પોતાની ઉન્નતિ સાધતો ગયો અને આખરે કોઈ પણ પ્રાણી કરતાં વધારે બળવાન બન્યો. તેણે આમ શી રીતે કર્યું? અંગબળથી તો નહિ જ, કેમકે અંગબળમાં હાથી તેના કરતાં ઘણો બળવાન છે. આ સ્વામિત્વ તેણે પોતાનાં બુદ્ધિચાતુર્ય અને મગજશક્તિથી મેળવ્યું. જુના જમાનાથી કરીને આજ દિવસ સુધીની, મનુષ્યના બુદ્ધિચાતુર્યની ખીલવણી પર આપણે નજર કરી શકીએ છીએ. ખરેખર! બુદ્ધિ જ માણસને પશુથી જુદો પાડે છે. અક્કલ વગરના માણસમાં અને ઢોરમાં લગભગ કંઈ જ ફેર હોતો નથી.

મનુષ્યની સૌથી પહેલી મહાન શોધ આગની હતી. હાલ આપણે દીવાસળીથી આગ પેટાવીએ છીએ પણ દિવાસળી તો હજી ગઈ કાલે બની. જુના સમયમાં બે લાકડાને સાથે ખૂબ ઘસીને, જ્યારે તણખા ઝરે ત્યારે સુકા ઘાસને સળગાવી, અગ્નિ કરતા. કેટલીક વાર જંગલમાં ઝાડોના એકબીજા સાથે ઘસાવાથી

ત્યાં અગ્નિ ભભુકી ઉઠતો. પશુઓ આ બનાવથી કંઈ શીખી શકે એટલાં બુદ્ધિમાન નહોતાં, પણ માણસ બુદ્ધિશાળી હતો. તેણે આગનો ઉપયોગ જાણી લીધો. શિયાળામાં તે તેને ગરમી આપતી અને વધારામાં, તેના દુશ્મનો, મ્હોટા પશુઓને ખૂબ ભયભીત કરી મૂકતી. આથી જ્યાં આગ દેખાતી ત્યાં પુરૂષો અને સ્ત્રીઓ તેમાં સુકાં પાંદડાં નાખી નાખીને તેને બળતી રાખતાં અને બુઝાઈ જવા દેતાં નહિ. પાછળથી તેમને ધીમે ધીમે જણાયું હશે કે તેઓ પોતે પણ લાકડાં ઘસીને આગના તણખા પાડી શકે. તેમને માટે આ મહાન શોધ હતી અને આથી તેઓ બીજાં પ્રાણીઓ પર પોતાની થોડી સત્તા બેસાડી શક્યા. મનુષ્ય તે વખતે જગતના સ્વામિત્વના તેના રસ્તા પર જ હતો.



[ ૭ ]

## આદ્ય મનુષ્ય

મનુષ્ય અને પ્રાણી વચ્ચેનો ફેર મનુષ્ય–બુદ્ધિ પુરતો હતો, તે આપણે જોઈ ગયા. આ બુદ્ધિએ તેને, પોતાનો નાશ કરી નાખે એવા, પ્રચંડ પશુઓ કરતાં વધારે હુશીઆર અને બળવાન બનાવ્યો. જેમ મનુષ્યની બુદ્ધિ વધી તેમ તેની શક્તિ ખીલી. શરૂઆતમાં માણસ પાસે દુશ્મન સાથે લડવા માટે કશાં હથિયાર નહોતાં. તે શત્રુ સામે ફક્ત પત્થર ફેંકીને લડતો. પણ પછી તો તે પત્થરમાંથી કુહાડી, ભાલાં અને સોય જેવી અનેક વસ્તુઓ બનાવવા લાગ્યો. આવાં પત્થરનાં હથિયારો આપણે સાઉથ કેનીંગ્સ્ટન અને જીનેવાના પ્રદર્શનોમાં જોયાં હતાં.

આગલા પત્રમાં કહેલ હીમ યુગનો હવે ધીમે ધીમે અંત આવવા લાગ્યો. અને મધ્ય યુરોપ તથા એશીઆમાંથી હીમ ક્ષેત્રો અદૃશ્ય થવા લાગ્યાં. જેમ ઉષ્ણતા વધતી ગઈ તેમ માણસો ફેલાતા ગયા.

તે દિવસોમાં ઘર કે બીજાં કોઇ મકાનો નહોતાં. માણસો ગુફાઓમાં રહેતા. ત્યારે ખેતી પણ નહોતી.

લોકો ફળ તથા, પોતે મારતા તે, પ્રાણીઓને ખાઈને જીવતા. તેમને રોટલી કે ભાત મળતાં નહિ, કેમકે તેઓ ખેતરોમાં કશું ઉગાડી શકતા નહિ. તેમને રાંધતાં પણ આવડતું નહિ હોય, પરંતુ તેઓ કદાચ માંસને તેમની મ્હોટી આગ પર શેકી લેતા હશે. તેમની પાસે રાંધવાનાં વાસણો, ઘડા કે તાવડા નહોતા.

એક વાત ઘણી વિચિત્ર છે. આ જંગલી માણસોને ચિતરતાં આવડતું હતું. અલબત્ત, તેમની પાસે કાગળ, કલમ, પીંછી કે ગ્રીસાપેન નહોતાં. ફક્ત તેમની પત્થરની સોય અને અણીદાર હથિયારો હતાં. આ ઓજારો વડે તેઓ ગુફાની દિવાલો પર કોતરકામ કરતા કે પ્રાણીઓનાં ચિત્રો પાડતા. તેમનાં કેટલાંક ચિત્રો તદ્દન સારાં છે, પણ તે લગભગ રૂપરેખાઓ જેવાં છે. આવી રૂપરેખાઓ દોરવી સુગમ છે અને છોકરાંઓ એમ જ ચિતરે છે, તે તું જાણે છે. ગુફાની અંદર અંધારૂં હશે એટલે તેઓ કોઇક જાતનો દીવો વાપરતા હશે, એમ મનાય છે.

ઉપરોક્ત મનુષ્યો પાષાણ–કાળનાં કહેવાય છે. તે પાષાણ–કાળ કહેવાય છે તેનું કારણ એ કે, ત્યારે માણસો પોતાનાં બધાં ઓજારો પત્થરમાંથી બનાવતા. ધાતુઓ કેમ વાપરવી તે ત્યારે કોઈ જાણતું નહોતું. આજે ઘણી ખરી ચીજો ધાતુ-ખાસ કરીને લોખંડમાંથી બનાવવામાં આવે છે. લોખંડ કે કાંસું ત્યારે જાણીતાં

નહોતાં, એટલે કામ કરવામાં તકલીફ પડતી, છતાં લોકો પત્થર જ વાપરતા.

આ પાષાણ કાળનો અંત આવ્યો તે પહેલાં પૃથ્વીનાં હવા પાણી ખૂબ બદલી ગયાં ને વધતાં ગરમ બન્યાં. પેલાં હીમ ક્ષેત્રો હવે છેક ઉત્તર મહાસાગરમાં તણાઈ ગયાં અને મધ્ય એશીઆ તથા યુરોપમાં મ્હોટાં જંગલો ઉગી નીકળ્યાં. આ જંગલોમાં આપણને માણસની એક નવી જ જાત રહેતી જણાય છે. આ માણસો પાષાણ કાળના માણસો કરતાં વધારે ચાલાક હતા. છતાં તેઓ પોતાનાં હથિયાર તો પત્થરમાંથી જ બનાવતા. આ લોકો પણ પાષાણ કાળનાં જ કહેવાય, પણ તે પાષાણ કાળનો અંત હતો, તેથી તેઓ 'નૂતન–પાષાણકાળ,' અર્થાત, સુધરેલા પત્થર કાળના કહેવાતા.

આ માણસોને તપાસતાં આપણને જણાય છે કે, તેમણે પોતાની ઘણી ઉન્નતિ કરી હતી. મનુષ્ય–બુદ્ધિ તેને બીજાં પ્રાણીઓના મુકાબલામાં વધારે ઝડપથી આગળ વધારે છે. આ નૂતન–પાષાણ–કાળના માણસોએ જ ખેતીની અતિ મહત્વની અને મહાન શોધ કરી. તેમના માટે આ ઘણી મ્હોટી વાત હતી. આખો દિવસ પ્રાણીઓનો શિકાર કરી કરીને માંડ ખાવાનું મળતું, તેને બદલે હવે સહેલી રીતે ખોરાક મળવા લાગ્યો. પરિણામે, ફુરસદ પણ વધી અને સાથે આરામ અને વિચાર કરવાનો વખત વધારે મળવા લાગ્યો.

આમ વધારે ફુરસદ મળતાં તેમણે નવી ચીજો અને નવી પદ્ધતિઓ શોધી કાઢવામાં કમાલ કરવા માંડી! તેઓ માટીનાં વાસણ બનાવી તેમાં પોતાનો ખોરાક રાંધતા થયા. પત્થરનાં ઓજારો પણ વધારે સગવડ ભર્યાં અને ચકચકીત બન્યાં. ગાય, કુતરાં, ઘેટાં અને બકરાં જેવાં પ્રાણીઓને પાળતાં તેઓ શીખ્યાં અને તેમને કપડાં વણતાં પણ આવડયું.

તેઓ ઘર કે ઝુંપડાંમાં રહેવા લાગ્યા. આ ઝુંપડાંઓ, મુખ્યત્વે કરીને, તળાવની વચ્ચોવચ્ચ બાંધવામાં આવતાં, જેથી તેમના પર જંગલી પશુ કે બીજા માણસો સહેલાઈથી આક્રમણ કરી શકે નહિ. આ માણસો તેથી તળાવ–નિવાસી કહેવાયા.

ત્હને અચંબો થતો હશે કે તેમના વિષે આટલી બધી વાતો આપણે કેમ જાણી? તેમણે કંઇ પુસ્તકો તો લખ્યાં નથી. પણ હું આગળ કહી ગયો છું તેમ આ માણસોની વાતો આપણે કુદરતના ગ્રંથમાં વાંચીએ છીએ. એ વાંચન સહેલું નથી. તેમ કરવા માટે અખંડ ધીરજની જરૂર છે. અનેક માણસોએ આ ગ્રંથ ઉકેલવામાં પોતાનાં જીવન વ્યતિત કરી દીધાં છે, ને જુના વખતના જીવોના તથા બીજા પદાર્થોના અવશેષો જાળવ્યા છે. આ અવશેષો મ્હોટાં સંગ્રહસ્થાનમાં રાખવામાં આવે છે અને આપણે ત્યાં સુંદર ચળકતી કુહાડીઓ, ઘડાઓ, પત્થરનાં તીર અને સોયો, જેવી આ નૂતન–પાષાણ–કાળના માનવીઓએ બનાવેલી,

અનેક ચીજો જોઇ શકીએ છીએ. ત્હેં પોતે આમાંની ઘણીખરી વસ્તુઓ જોઇ છે, પણ તે તું ભૂલી ગઇ હોઇશ. હમણાં જો તું તેમને ફરીથી દેખે તો તેમાં વધારે સમજણ પડે.

મ્હને યાદ છે કે જીનેવાના પ્રદર્શનમાં એક તળાવમાંના ઘરોનો સુંદર નમુનો હતો. તળાવમાં લાકડાના થાંભલા ઉભા કર્યા હતા ને તેમને મથાળે લાકડાનું પડથાળ બનાવ્યું હતું. આ પડથાળ ઉપર લાકડાની ઝુંપડીઓ ઉભી કરી હતી અને તે આખા તરતા મહોલ્લાને એક ન્હાના પુલ વડે જમીન સાથે જોડવામાં આવ્યો હતો.

આ માણસો જાનવરનાં ચામડાંથી અથવા શણના ખરબચડા કપડાથી શરીર ઢાંકતા હતા. શણ એક જાતનો છોડ છે. તેમાંથી, કપડાં બનાવવાના કામમાં લાગે તેવા, સારા રેષાઓ નીકળે છે. હાલ તો તેમાંથી મખમલ બનાવવામાં આવે છે, પણ ત્યારે તેનાં કપડાં બહુ ખરબચડાં થતાં.

આ માણસો આગળ વધતા જ ગયા. હવે તેઓ ત્રાંબા અને કાંસાનાં વાસણો અને ઓજારો બનાવવા લાગ્યા. કાંસુ કલાઈ અને ત્રાંબાની મેળવણીથી બને છે, ને તે બન્ને કરતાં વધુ સખત છે, તે તું જાણતી હોઇશ. તેઓ સુવર્ણ પણ વાપરવા લાગ્યા અને તેનાં આભુષણો બનાવી પહેરવા જેટલા આડંબરી બન્યાં

આ લોકો લગભગ દસ હજાર વર્ષ પહેલાં રહેતા હશે. અલબત્ત, આપણે તેની ચોક્કસ તારીખો કે સમય જાણતા નથી. ઘણે ભાગે આ કલ્પનાનું કામ છે. તું જોઈશ કે અત્યાર લગી આપણે કરોડો વર્ષો પરની વાતો કરતાં હતાં. પણ હવે આપણા વર્ત્તમાન યુગની, ધીમે ધીમે, સમિપ આવીએ છીએ. નૂતન-પાષાણ-કાળના માણસથી કરીને આજના માણસ સુધી વચ્ચે ક્યાંય ભંગાણ કે એકદમ ફેર પડેલ નથી. છતાં તે માણસથી આપણે ઘણાં જુદાં છીએ. કુદરતની રીત મુજબ આ ફેરફારો બહુ ધીમેથી થયા. જુદી જુદી જાતો ફૂટી નીકળી અને દરેક જાત પોતાને રસ્તે પડવા લાગી, તથા પોતાની પ્રથા મુજબનું જીવન જીવવા લાગી. જગતના જુદા જુદા ભાગોનાં હવા-પાણી જુદી જુદી પ્રકૃતિનાં હોતાં માણસો તેને અનુ-સરીને રહેવા લાગ્યા. પરિણામે, ખૂબ ફેરવાઈ ગયા. પણ આ વાત આપણે પછી કરીશું.

આજના કાગળમાં હવે એક જ વાત ઉમેરવા માગું છું. નૂતન-પાષાણ-કાળની આખરે માણસ જાત પર ભયંકર આફત આવી પડી. મ્હેં આગળ કહ્યું છે તેમ ત્યારે ભૂમધ્ય સમુદ્રનું અસ્તિત્વ નહોતું. ત્યાં થોડાં તળાવો હતાં અને તળાવોમાં માણસો રહેતાં હતાં. એકાએક યુરોપ અને આફ્રિકા વચ્ચેની જીબ્રાલ્ટર નજીકની જમીન ધોવાઈ ગઈ અને ત્યાંથી આટલાંટિક મહાસાગરનાં ઉછળતાં પૂર, ભૂમધ્ય સમુદ્રની ઉંડી

ખીણોમાં ધસી પડયાં. પાણીના ચાલુ ધસારાથી આખી ખીણુ ભરાઇ ગઈ. તે વખતે તળાવમાં અને તળાવની આસપાસ રહેતાં પુરૂષો અને સ્ત્રીઓ મ્હોટી સંખ્યામાં ડૂબી મુવાં હશે. તેઓ કયાંય નાસી શકે એમ નહોતું, કેમકે તેમની ચારે કોર સેંકડો ગાઉઓમાં પાણી ભરાઈ ગયાં હતાં. આમ આખું પોલાણુ ભરાઇ ગયું ત્યાં સુધી આટલાંટિક મહાસાગરનો પ્રવાહ ધસતો રહ્યો અને ત્યાં ભૂમધ્ય સમુદ્ર અસ્તિત્વમાં આવ્યો.

આ ભયંકર જળપ્રલય બાબત ત્હેં કદાચ સાંભળ્યું કે વાંચ્યું હશે. બાઈબલ તથા આપણા કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં તેનું વર્ણન છે. આ જળ-પ્રલયથી જ ભુમધ્ય સમુદ્ર ભરાઈ ગયો હોય એમ ધારવામાં આવે છે. આ એવી ભયંકર વિપત્તિ હતી કે તેમાંથી બચવા પામ્યા હશે એવા થોડા માણસોએ તે વિષે પોતાનાં છોકરાંઓને કહ્યું હશે અને છોકરાં-ઓએ તે યાદ રાખી તેમના બાળકોને સંભળાવ્યું હશે. આમ આ વાત પેઢી દર પેઢીથી ઉતરતી આવી હશે.



हाल अस्तित्वमां नष्ट थवी जातनो एक हाथी

[ ૮ ]

## જાતોનું બંધારણ.

તળાવ વચ્ચે રહેનાર નૂતન-પાષાણ-કાળના માણસોની ચર્ચા આપણે ગયા પત્રમાં કરી. વળી આપણે જોયું કે તેમણે ઘણી રીતે પોતાની ઉન્નતિ કરી. કૃષિવિદ્યાની શોધ કરી અને રાંધતાં તથા પોતાના ઉપયોગ માટે બીજા પ્રાણીઓને પાળતાં તેઓ શીખ્યા. આ બધું હજારો વર્ષો ઉપર બન્યું અને તે વિષે આપણે વધુ જાણતા નથી. પણ આજની પૃથ્વી ઉપરની ઘણી ખરી જાતો મુખ્યત્વે કરીને આ નૂતન-પાષાણ-કાળના માનવીઓથી ઉતરી આવી છે. આપણે હાલ ગોરા, કાળા, પીળા અને ઘઉંવર્ણા રંગના માણસો જોઇએ છીએ, પણ તેથી માણસની જાતો આ ચાર વિભાગોમાં જ વહેંચી શકાય નહિ. જાતો એકબીજા સાથે પલોટાઈ ગઈ છે અને ઘણી ખરી કોમો મૂળ કયા વિભાગની છે, તે કહી શકાતું નથી. વિજ્ઞાનવેત્તાઓ માણસોના મસ્તકનાં માપ લઈ તેના પરથી ઘણી વાર તેમની મૂળ જાત પારખી શકે છે. તેની પરીક્ષા કરવાની બીજી પણ રીતો છે.

આ જાતજાતની કોમો અસ્તિત્વમાં ક્યાંથી આવી? જો તેઓ એકજ જાતના માણસોથી ઉતરી આવી હોય તો અત્યારે એકબીજાથી આટલી હદ સુધી નિરાળી કેમ પડી ગઈ છે? જર્મનીનો રહેવાસી સીદીથી સાવ જુદો છે. એક ગોરો છે, બીજો કાળો છે. એકના વાળ ખુલ્લા રંગના અને લાંબા છે, બીજાના વાળા કાળા, ટુંકા અને વાંકડીઆ છે. ચીનો વળી આ બન્નેથી જુદો પડે છે. આ ફરક કેમ ઘુસી આવ્યો, તે કહેવું મુશ્કેલ છે. પણ આપણે તેનાં કેટલાંક કારણો જાણીએ છીએ. પ્રાણીઓ પોતાની સ્થિતિને અનુકુળ થવાને ધીમે ધીમે કેમ બદલાયાં તે હું આગળ કહી ગયો છું. જર્મન અને સીદી જુદા જુદા વર્ગના માણસોથી ઉતરી આવ્યા છે, એ ખરી વાત; પણ કોઈક દિવસ તો તેમનાં પૂર્વજ એક જ હોવાં જોઇએ. એટલે આ ભિન્નતા તેમના સંયોગોને બંધબેસ્તા થવાના ક્રમને લઇને જ આવી ગઈ હશે, અથવા કેટલાક માણસો, બીજાં પ્રાણીઓ માફક, અન્યના કરતાં પોતાના સંયોગોને વધારે જલદીથી અનુકુળ થઈ જવાથી, આ તફાવત પડી ગયો હોય, એ પણ બનવા જોગ છે.

આમ છેક ઉત્તર તરફ ભારે બરફ અને ઠંડી વચ્ચે રહેનાર વ્યક્તિ, પોતાની ઠંડી સહન કરવાની શક્તિ ખીલવી શકે. એસ્કીમો જાતના લોકો હજી પણ ઉત્તર તરફના બરફના મેદાનોમાં રહે છે અને ત્યાંની ઠંડી સહન કરે છે. જો હું તેમને આપણા દેશ

જેવા ગરમ દેશમાં લાવે તો કદાચ તેઓ મરી જાય. વળી તેઓ દુનિયાથી જુદા જ પડી ગયા છે. મુશ્કેલીઓથી ભરપૂર એવી જીંદગી ગુજારે છે. દુનિયાના બીજા માણસો જેટલી બાબતો પણ તેઓ જાણતા નથી. આફ્રિકા અને વિષુવવૃત્તની નજીકના અતિ ગરમ મુલકોમાં રહેતા માણસો ગરમીથી ટેવાઈ ગયા છે. ત્હને ખબર છે કે, જો ત્હું દરિયાકિનારે કે બીજે કયાંક તડકામાં લાંબો વખત ગાળે તો શરીર, સામાન્ય રીતે હોય તેના કરતાં, વધારે ભુરાશ પડતું કે કાળું થઈ જાય છે. આમ જો થોડા અઠવાડિયાના સૌર્ય-સ્નાન એટલે તડકાના સેવનથી જો ત્હું કાળી પડી જાય છે, તો જેઓ જીંદગીભર તડકામાં રહે છે તેઓ કેટલા કાળા થઈ જતા હશે? સેંકડો વર્ષો સુધી વંશપરંપરાથી જે માણસો ગરમ મુલકોમાં રહેતા આવે છે, તેઓનો રંગ ઘેરો થતો જાય છે અને આખરે છેક કાળા થઈ જાય છે. ભર બપોરે ખેતરમાં કામ કરતા હિંદી ખેડુતોને ત્હેં જોયા છે. તેઓ ઘણા ગરીબ હોવાથી, કપડાંને અભાવે, શરીર પર થોડાં જ કપડાં પહેરે છે. તેમનું આખું શરીર તડકામાં ખુલ્લું રહે છે અને આમ તેમની આખી જીંદગી પસાર થાય છે. આથી તેઓ શરીરે કાળા થઈ જ જાય!

આમ આપણે જોયું કે માણસના ચહેરાનો રંગ, તે જ્યાં રહે છે ત્યાંનાં હવા પાણી પર અવલંબેલ છે. પણ આ રંગ સાથે માણસની લાયકાત, ગૃહસ્થાઇ

કે સૌન્દર્યને કશો સંબંધ નથી. ગોરો માણસ ગરમ મુલકમાં તડકાથી છુપાઇને વાળાની છત પાછળ અને પંખા નીચે ન રહે તો તે પણ કાળો પડી જાય. તું જાણે છે કે આપણે કાશ્મીરનાં રહેવાસી છીએ. પૂર્વજ બસો વર્ષ પહેલાં કાશ્મીરમાં રહેતા હતા. કાશ્મીરમાં ખેડુત અને મજુર સુદ્ધાં દરેક માણસને તું સુંદર ચહેરાવાળા જોઇશ. કારણ કે કાશ્મીરની હવા ઠંડી છે, પણ એ જ કાશ્મીરવાસીઓ જો હિંદુસ્થાનના બીજા ભાગોમાં આવીને કેટલીક પેઢીઓ સુધી વસે, તો તેઓ પણ કાળા થઈ જાય. અહિંના આપણા કાશ્મીરી મિત્રોમાં કેટલાક તદ્દન ગોરા છે અને કેટલાક છેક કાળા છે. કાશ્મીરનું કુટુંબ, જેટલું વધારે હિંદુસ્થાનના બીજા ભાગમાં રહે, તેટલું વધારે શ્યામવર્ણું થઈ જાય.

ત્યારે વર્ણ અને ચહેરાનો આધાર હવા પાણી પર છે, એ નક્કી થયું. કેટલાક માણસો ગરમ મુલકમાં રહીને પણ પોતાના વાનને કાળો પડવા દેતા નથી. કારણ કે તેઓ શ્રીમંત હોઇને બ્હાર જરા પણ કામ કરનાર નથી. મ્હોટાં ઘરોમાં રહે છે અને પોતાની તથા પોતાના ચહેરાની ખૂબ સંભાળ લે છે. આવું પૈસાપાત્ર કુટુંબ, આવી સ્થિતિમાં કેટલાક વંશો સુધી રહે તો પણ, હવા પાણી તેમને વધારે અસર કરી શકતાં નથી. પણ જાતે કામ ન કરવું અને બીજાઓની મહેનત પર જીવવું, એ જરા પણ ગૌરવભર્યું નથી.

ઉત્તર હિંદુસ્થાનમાં, એટલે કાશ્મીર અને પંજાબમાં માણુસો સામાન્ય રીતે ગોરાં હોય છે; પણ જેમ દક્ષિણ તરફ વધીએ, તેમ વધારે કાળાં માણુસો જોવામાં આવે છે. મદ્રાસ અને લંકામાં, ત્હેં જોયું તેમ, તેઓ છેક કાળાં છે. હું કહીશ કે આ ફેર હવા પાણીના કારણે છે, કેમકે જેમ આપણે દક્ષિણ તરફ જઇએ, તેમ વિષુવવૃત્ત નજીકત્ત છે આવે અને ગરમી વધતી જાય છે. આ તદ્દન ખરી વાત છે. હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં જે રંગભેદ જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ આ જ છે. આમ છતાં આપણે હવે પછી જોઇશું કે કેટલીક રીતે આ રંગભેદ હિંદુસ્થાનમાં ઉતરી આવેલી અસલી જાતોની વિવિધતાને લઇને પણ છે. પૂર્વે અનેક જાતો હિંદુસ્થાનમાં ઉતરી આવી અને એકબીજાથી અલગ રહેવાના તેમના પ્રયત્ન છતાં, ભેળસેળ થઈ ગયા વિના રહી શકી નહિ. અત્યારે અમુક હિંદી અસલની અમુક જાતનો છે, એમ કહી શકવાનું કામ બહુ મુશ્કેલ છે.

[ ૯ ]

## મનુષ્યજાતિનાં વર્ગ તથા ભાષા.

મનુષ્ય પહેલવહેલો દુનિયાના કયા ભાગમાં અસ્તિત્વમાં આવ્યો અને માણસજાતનાં પ્રથમ સંસ્થાનો ક્યાં બન્યાં તે આપણે જાણી કે કહી શકતા નથી. કદાચ માણુસ લગભગ એકકી વખતેજ પૃથ્વીના જુદા જુદા ભાગોમાં અસ્તિત્વમાં આવ્યા હશે. પણ એટલું સંભવિત છે કે, પેલા હીમકાળના બરફના મેદાનો પીગળી અને ઉત્તર તરફ પાછા ફરવા લાગ્યા હશે, ત્યારે મનુષ્યની વસાવટ પૃથ્વીના ગરમ પ્રદેશોમાં શરૂ થઇ હશે. બરફ દૂર થતાં, હાલ સાઇબીરીઆમાં છે તેવાં, વિશાળ પડતર મેદાનો થઇ ગયાં હશે, તેમના ઉપર ખુબ ઘાસ ઉગી નીકળ્યાં હશે અને તે ઘાસ પોતાનાં ઢોર માટે એકઠું કરવા માણસો ત્યાં ભમવા લાગ્યા હશે. આ માણુસો ઘરબાર વિનાના અને અહીંથી તહીં ફરતા હોવાથી, " અસ્થિરવાસી " અથવા રખડુ કહેવાય છે. આજે પણ હિંદુસ્થાન સુધ્ધાં ઘણા દેશોમાં જીપ્સી જેવી અનેક રખડુ ટોળીઓ હયાતી ધરાવે છે.

માણુસો મ્હોટી નદીઓની આસપાસ વસવા લાગ્યા હશે. કેમકે નદી પાસેની જમીન ફળદ્રુપ અને ખેતીવાડી માટે ઉત્તમ હોય છે. પાણી પુષ્કળ મળવાથી જમીનમાંથી અનાજ ઉગાડવાનું કામ સહેલું થઇ પડે છે. આથી ધારી શકાય છે કે હિંદુસ્થાનમાં પહેલવહેલા લોકો સિંધુ અને ગંગા જેવી મહા નદીઓની આસપાસ; મેસાપોટામીઆમાં, ટાઇગ્રીસ અને યુફ્રેટસ જેવી નદીઓની નજીક; ઇજીપ્તમાં નાઈલ નદીના પ્રદેશોમાં અને ચીનમાં પણ એવીજ રીતે વસ્યાં.

હિંદુસ્થાનમાં જાણવામાં આવી હોય એવી, સૌથી પહેલી જાત દ્રાવિડોની છે. પાછળથી આર્યો આવ્યા. હાલ પણ દક્ષિણ હિંદમાં વસતા ઘણાખરા માણુસો દ્રાવિડવંશના જ છે. ઉત્તરે વસતા માણુસો કરતાં તેઓ રંગે કાળા છે. આનું કારણ તેઓ હિંદુસ્થાનમાં સહુથી વધારે કાળ રહ્યા છે, એ પણ હોય. દ્રાવિડ બહુ આગળ વધેલી જાત હતી, તેમની પોતાની ભાષાઓ હતી અને બીજા લોકો સાથે તેમનો ખૂબ વેપાર ચાલતો....પણ આ તો વાતમાં ને વાતમાં આપણે ખૂબ આગળ નીકળી ગયા.

બરાબર આ સમયે મધ્ય અને પશ્ચિમ એશીઆમાં તથા પૂર્વ યુરોપમાં એક નવી જાત વૃદ્ધિ પામતી હતી. તે આર્યજાતિ હતી. સંસ્કૃતમાં એજ "આર્ય" શબ્દ છે. જેનો અર્થ "ગૃહસ્થ" અથવા 'સારા કુટુંબમાં જન્મેલ વ્યક્તિ' થાય છે. સંસ્કૃત

આર્યોની ભાષાઓમાંની એક હતી. એટલે તેઓ પોતાને ઘણા કુલીન અને ગૃહસ્થાઇ સભ્ય માનતા હતા, એવો અર્થ થાય છે. દેખીતી રીતે, તેઓ હાલ માણુસો છે તેવાજ મગરૂર હતા. તું જાણે છે કે અંગ્રેજ પોતાને પૃથ્વીનો શ્રેષ્ઠ મનુષ્ય માને છે. ફ્રેન્ચને પોતાના મહાન હોવાની તેટલી જ ખાત્રી છે. અને જર્મન અમેરિકન તથા બીજા દેશના રહેવાસીઓ પણ એવીજ અસર નીચે છે.

આ આર્યો ઉત્તર અને યુરોપના ઘાસના વિસ્તીર્ણ મેદાનો પર ફરતા હતા. પણ જેમ સંખ્યા વધતી ગઇ, હવા પાણીના સુકાવાથી ઘાસચારો ઓછો થયો, તેમ તેમને ખોરાકની તંગી પડવા લાગી. એટલે તેમને નિર્વાહની શોધમાં, દુનિયાના બીજા વિભાગોમાં સંચાર કરવાની ફરજ પડી. તેઓ આખા યુરોપમાં પથરાઇ ગયા અને હિંદુસ્થાન, ઇરાન તથા મેસાપોટામીઆમાં દાખલ થયા, આ ઉપરથી જોઇ શકાય છે કે યુરોપ, ઉત્તર હિંદુસ્થાન, ઈરાન અને મેસાપોટામીઆના ઘણાખરા માણુસો, હાલ એકબીજાથી આટલા બધા ભિન્ન હોવા છતાં, મૂળ એકજ પૂર્વજ, આર્યોનાં સંતાન છે. અલબત્ત, આ ઘણા જુના વખતની વાત છે અને તે પછી તો ઘણા મ્હોટા ફેરફારો થયા અને જાતિઓ મ્હોટા પ્રમાણુમાં એકમેક સાથે પલોટાઇ ગઇ, છતાં આર્યજાતિ એ હાલની દુનિયાની સઘળી પ્રજાઓની એક મહાન મૌલિક પ્રજા છે.

બીજી મહાન જાત મંગોલીઅનોની હતી. તે પૂર્વ એશીઆ, ચીન, જાપાન, તિબેટ, સીઆમ, અને બ્રહ્મદેશમાં ફેલાઇ. આ ઘણી વાર પીળી જાત તરિકે ઓળખાય છે. અને, તું જોઇશ કે, તેમનાં ગાલનાં હાડકાં ઉંચાં અને આંખો સાંકડી હોય છે.

આફ્રિકા અને બીજા કેટલાક સ્થળોના લોકો હબશી કહેવાય છે. તેઓ નથી આર્ય કે નથી મંગોલીઅન અને રંગે સાવ કાળા છે.

અરબસ્તાન અને પેલેસ્ટાઇનના, આરબ અને હિબ્રુ જાતના લોકો વળી જુદી જ જાતના છે.

હજારો વર્ષોના ગાળામાં આ જાતો અનેક ન્હાની કોમોમાં વિભક્ત થઇ ગઇ અને એક બીજા સાથે થોડી ઘણી મળી ગઇ. પણ હમણાં આપણે એ બાબતમાં ઉતરીશું નહિ.

જાતિઓના તફાવતની પરીક્ષા કરવાની સરસ અને ઉપયોગી રીત, તેમની ભાષાઓનો અભ્યાસ કરવાની છે. શરૂઆતમાં દરેક મૂળ જાતની જ એક જુદી ભાષા હતી, પણ વખત ગયો તેમ તે મૂળ ભાષામાંથી બીજી અનેક ભાષાઓ ફૂટી નીકળી. પણ આ ભાષાઓ એકજ માતાની પુત્રીઓ જેવી એકજ વંશની હતી. તેમના ઘણા સામાન્ય શબ્દો આપણે લઇએ, તો તેમનો જુદી જુદી ભાષાઓ સાથેનો સંબંધ જણાઇ આવે.

આર્યો જ્યારે એશીઆ અને યુરોપમાં પથરાયા ત્યારે તેઓ એક બીજા સાથે સંબંધ રાખી શક્યા નહિ. તે દિવસોમાં રેલ્વે, તાર, ટપાલ કે પુસ્તક જેવું કંઇજ નહોતું; આથી હરેક આર્ય–સમૂહ એકજ ભાષા પોતપોતાની રીત પ્રમાણે બોલવા લાગ્યો. જેથી થોડા વખતમાં આ ભાષાઓ તેમની મૂળ ભાષાથી કે બીજા આર્યદેશોમાં બોલાતી તેની પિતરાઇ ભાષાઓથી જુદી પડી ગઇ. આ કારણને લઇને જ આજે દુનિયામાં આટલી બધી ભાષાઓ બોલાય છે.

છતાં આપણે જો તે ભાષાઓનો અભ્યાસ કરીએ તો જણાય કે તેઓ સંખ્યામાં ઘણી હોવા છતાં, તેમની મૂળ ભાષાઓ તો થોડી જ છે. દાખલા તરિકે, જ્યાં જ્યાં આર્યો ગયા, ત્યાં ત્યાંની ભાષા આર્યોના કુળની થઇ. સંસ્કૃત, લેટિન, ગ્રીક, અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન વગેરે કેટલીક ભાષાઓ એક બીજાની પિતરાઇ થાય છે, અને એકજ આર્યવંશની છે. આપણા હિંદુસ્થાનની ઘણી ભાષાઓ–હિંદી, ઉર્દૂ, બંગાળી, મરાઠી, ગુજરાતી વગેરે સંસ્કૃતની પુત્રીઓ જેવી છે અને તેઓ પણ આર્યવંશની જ છે.

ચીની ભાષાનું કુળ પણ મ્હોટું છે. તેમાં ચીની, બરમીઝ, તિબેટી અને શ્યામી ભાષાઓ આવી જાય છે.

ત્રીજા સમુદાયમાં અરબી અને હિબ્રુ ભાષાઓનો સમાવેશ થાય છે.

તુર્કી અને જાપાની જેવી કેટલીક ભાષાઓ આ કોઇ પણ વર્ગમાં આવતી નથી. વળી દક્ષિણ હિંદની તામિલ, તેલુગુ, મલયાલમ અને કાનડી જેવી કેટલીક ભાષાઓ પણ આ સમુદાયમાં નથી. આ ચારે ભાષા દ્રાવિડી કુટુંબની છે અને ઘણી જુની છે.



[૧૦]

## ભાષાઓનો સંબંધ

આપણે જોયું કે આર્યો અનેક દેશોમાં પ્રસરી ગયા અને તેમની જે કંઇ ભાષાઓ હતી તેમને, પોતે જ્યાં ગયા ત્યાં, સાથે લેતા ગયા. આર્યોના જાત જાતના સમુદાયોમાં જુદાં હવાપાણી અને જુદા સંયોગોને લઇને, ઘણા ફેરફાર ઉભા થયા. દરેક સમૂહ પોતપોતાની પ્રથાઓ અને ટેવો સાથે પોતાને રસ્તે આગળ વધવા લાગ્યો. તેઓ બીજા દેશમાંના પોતાના સમુદાયોને મળી શક્યા નહિ. કારણ કે તે વેળા મુસાફરી કરવી ઘણીજ ત્રાસદાયક હતી. દરેક સમૂહ બીજા સમૂહથી જુદો પડી ગયો. જો એક પ્રદેશના માણસો કંઈ નવું શીખતા તો તે બીજા પ્રદેશમાંના લોકોને જણાવી શકતા નહિ. આથી ભિન્નતા વધતી ગઈ અને કેટલીક પેઢીઓ પછી એક જ આર્યજાતિના અનેક વિભાગ પડી ગયા. તેઓ એકજ મહાન કુટુંબના વંશજો હતા, તે વાત પણ તેઓ વિસરી ગયા. તેમની એક ભાષાની અનેક ભાષાઓ થઇ, જે એકબીજાથી તદ્દન જુદી પડી ગઇ.

પણ દેખીતી રીતે, એક બીજાથી સાવ જુદી હોવા છતાં તે ભાષાઓમાં ઘણા સામાન્ય શબ્દો અને સમાનતા હતાં. હજારો વર્ષો પછી આજે પણ આપણે આવા સામાન્ય શબ્દો જુદી જુદી ભાષાઓમાં જોઈ શકીએ છીએ અને તેઓજ આપણને કહે છે કે એક વખતે બધી ભાષાઓ એક જ હોવી જોઇએ. ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષામાં એવા અનેક સરખા શબ્દો છે, તે તું જાણે છે. માતા અને પિતા જેવા ઘરગથુ અને તદ્દન સાદા શબ્દો આપણે તપાસીએ. હિંદી અને સંસ્કૃતમાં તેમને માટે **पिता** અને **माता** છે; લેટિનમાં પેતર (Pater) અને મેતર (Mater) છે; ગ્રીકમાં પેતર (Pater) અને મેતર (Meter) છે; જર્મનમાં ફેતર (Vater) અને મુત્તર (Muttur) છે; ફ્રેન્ચમાં પેઅર (Pe're)અને મેઅર (Me're) છે તેમ બીજી ભાષાઓમાં પણ આવા જ મળતાપણાવાળા શબ્દો છે. આ બધા છેક મળતા આવતા નથી, પણ પિતરાઈઓ જેવું કુટુંબનું મળતાપણું તેમનામાં જણાય છે. એક ભાષામાંથી બીજી ભાષામાં ઘણા શબ્દો ઉછીના લેવાયા હશે. હિંદીએ ઘણા શબ્દો અંગ્રેજી પાસેથી ઉધારા લીધા છે. અને થોડા શબ્દો અંગ્રેજીએ પણ હિંદી પાસેથી માગી લીધા છે. પણ પિતા અને માતા જેવા શબ્દો ઉધારા લેવાઇ શકે નહિ. તેઓ નવા શબ્દો હોય નહિ. માણસો એકબીજાથી બોલતાં થયાં ત્યારે પણ "માતા" અને "પિતા" તો હશે જ અને તેમના માટે જરૂર નવા

શબ્દો યોજવામાં આવ્યા હશે. તેથી આ શબ્દો ઉછીના લેવાયલા નથી. એમ આપણે કહી શકીએ. તેઓ એક જ પૂર્વજ અથવા એક જ કુટુંબથી ઉતરી આવ્યા છે. આ ઉપરથી આપણને સમજાય છે કે હાલ જુદા જુદા દેશોમાં વસતા અને જુદી જુદી ભાષાઓ બોલતાં માણસો, એક વખતે તો એક જ મહાન કુટુંબના સંતાનો હોવા જોઈએ.

તું જોઈશ કે, આ ભાષાની વાત કેટલી રસિક છે અને તે આપણને કેટલું શીખવે છે! જો આપણે ત્રણ–ચાર ભાષાઓ જાણતા થઈએ તો પણ બીજી ભાષાઓ જલ્દી શીખી શકાય છે.

વળી ત્હને જણાશે કે, આપણામાંનાં ઘણાંખરાં જે હાલ જુદા જુદા દેશોમાં વસે છે, તે લાંબા વખત પર તો એક જ જાતનાં હતાં. ત્યાર પછી આપણે ઘણાં બદલી ગયાં અને આપણામાંનાં ઘણાંક તો એ સંબંધને છેક વિસારી બેઠાં. દરેક દેશના માણસો માને છે કે, પોતે જ સૌથી શ્રેષ્ઠ અને ડહાપણના ભંડાર છે! બીજા દેશના માણસો તેવા સારા નથી! અંગ્રેજ ધારે છે કે તે અને તેનો દેશ સર્વોત્તમ છે. ફ્રાન્સ દેશનો રહેવાસી ફ્રાન્સ અને ફ્રાન્સની દરેક વસ્તુ બાબત ઘણો ગર્વિષ્ટ રહે છે. ઈટાલીઅનો અને જર્મનો પોતપોતાના દેશને શું ને શું સમજે છે અને ઘણા હિંદીઓ માને છે કે હિંદુસ્થાન, ઘણી દૃષ્ટિએ, દુનિયાનો સૌથી મહાન દેશ

છે. આ બધી શેખી છે. દરેક પોતાને અને પોતાના દેશને સારો કહેવા માગે છે, પણ ખરી રીતે, એવી કોઇ વ્યક્તિ નથી કે જેનામાં થોડું સારૂં અને થોડું નઠારૂં ન હોય. તેવી જ રીતે એવો કોઈ દેશ નથી કે જે કેટલેક અંશે સારો અને કેટલેક અંશે ખરાબ ન હોય. આપણને જ્યાં સારૂં દેખાય, ત્યાંથી તે લેવું જોઇએ અને ખરાબ દેખાય તે ત્યાંથી દૂર કરવું જોઇએ. આપણને, અલબત્ત, આપણા દેશ હિંદુસ્થાનથી સૌ કરતાં વધારે લેવાદેવા છે. કમ ભાગ્યે, હાલ તે ઘણી ભોડમાં છે અને આપણા લોકોમાંના ઘણા બહુ દુઃખી અને કંગાળ છે. તેમને જીંદગીમાં જરા પણ ચેન નથી. તેમને સુખી કેમ કરી શકીએ, તે આપણે શોધવું જોઇએ. આપણાં રીત રિવાજોમાં જે સારૂં હોય, તે જાળવી રાખવું જોઇએ અને ખરાબ હોય તે ફેંકી દેવું જોઇએ. બીજા દેશમાંથી પણ જો કંઈ સાર મળે તો તે અવશ્ય ગ્રહણ કરવો જોઇએ.

હિંદી તરિકે આપણને હિંદમાં રહેવું છે અને હિંદ માટે કામ કરવું છે, પણ સાથે સાથે, આપણે બધા જગતના એક જ મહાન કુટુંબના વંશજો છીએ અને અન્ય દેશોમાં રહેનારા પણ આપણા બંધુઓ જ છે, તે ભૂલી જવું ન જોઈએ. આખા જગતના માનવીઓ સુખ સંતોષમાં રહે તો કેવું સારૂં ? આપણે જગતને એક સુખ–ધામ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

❦

[ ૧૧ ]

## સંસ્કૃતિ એટલે શું ?

હવે હું ત્હને પ્રાચીન સંસ્કૃતિ બાબત થોડુંક કહેવાનો છું, પણ તેમ કરૂં તે પહેલાં સંસ્કૃતિનો અર્થ શો, તેનો ખ્યાલ બાંધવાની આપણે કોશીષ કરવી જોઇએ. શબ્દકોષ જોતાં ત્હને જણાશે કે, સંસ્કૃતિ એટલે વધારે સારૂં; વધારે શુદ્ધ: જંગલી રીત રિવાજોને બદલી સારાનું સ્થાપન કરવું તે. આ શબ્દ ખાસ કરીને સમાજ અથવા જન–સમુહનો ઉલ્લેખ કરે છે. માણસો પશુઓ કરતાં થોડાક જ સારા હોય, એવી જંગલી સ્થિતિને અનાચાર પણ કહેવાય છે. સંસ્કૃતિનો અર્થ એથી ઉલટો છે. જંગલીપણાથી આપણે જેમ દૂર જઇએ, તેમ સંસ્કૃતિ નજીક આવે છે.

પણ અમુક વ્યક્તિ કે સમાજ જંગલી છે કે સભ્ય તે જાણવું કેમ ? યુરોપના ઘણા લોકો માને છે કે, તેઓ ઘણા સભ્ય છે અને એશીઆ ખંડના માણસો જંગલી છે. શું યુરોપના માણસો એશિયા

કે આફ્રિકાના માણસો કરતાં કપડાં વધારે લાદે છે. તેટલા માટે આમ માનતા હશે? પણ કપડાંનો આધાર તો દેશની પ્રકૃતિ ઉપર રહેલો છે. ઠંડા હવામાનમાંના માણસો ગરમ હવામાનમાંના માણસો કરતાં વધારે કપડાં પહેરે છે.

ત્યારે બંદુકવાળો માણસ, નિઃશસ્ત્ર માણસ કરતાં વધારે બળવાન હોવાથી પોતાને વધારે સભ્ય મનાવતો હશે? નબળો માણસ તે સભ્ય નથી, એમ કહેવાની હિમ્મત જ ન કરે, નહિ તો તે પેલાની ગોળીથી વિંધાઈ જાય!

ત્હું જાણે છે કે થોડાંજ વર્ષ પહેલાં મોટું યુદ્ધ જામ્યું હતું. દુનિયાના ઘણાખરા દેશો તેમાં સામેલ થયા હતા અને તેમાંનો દરેક પોતાથી બને તેટલા બીજાના માણસોને મારી નાખવાનો પ્રયત્ન કરતો હતો. અંગ્રેજ જર્મનોને મારી નાખવા મથતો હતો અને જર્મન અંગ્રેજોની કતલ કરતો હતો. આ લડાઈમાં લાખો માણસો માર્યા ગયા. હજારો જીંદગીભર શરીરે ખોડવાળાં થઇ બેઠા. કેટલાકની આંખો જતી રહેતાં આંધળા બન્યા. કેટલાકના હાથપગ કપાઇ ગયા. ત્હેં આવા "લડાઇના જખમી" માણસો ફ્રાન્સ અને બીજે સ્થળે જોયા હશે. પારિસની ભૂગર્ભમાંથી જતી આગગાડી–મીટ્રો–માં તેમને માટે ખાસ બેઠક રાખવામાં આવે છે. હવે શું ત્હું એમ ધારે છે કે આમ એકબીજાને મારી નાંખવામાં કોઈપણ જાતની સભ્યતા

કે અક્કલ રહેલી છે? જો બે માણસો રસ્તામાં લડતા હોય, તો સિપાઈ તેમને છુટા પાડે છે અને બધા તેમને મૂર્ખ ગણે છે, તો મ્હોટા મ્હોટા દેશો આમ લડી પડે અને એક બીજાના હજારો–લાખો માણસો કાપી નાખે, એ કેટલું મૂર્ખાઈ અને મૂઢતાભર્યું કહેવાય? આ તો બે જંગલીઓ વનમાં લડતા હોય તેવું થયું! અને જો તે જંગલીઓને અનાચારી કહેવાય તો આમ વર્ત્તતા દેશોને કેટલા વધારે અનાચારી કહેવાય?

તેથી જો ત્હું આ પ્રશ્નને આવી દૃષ્ટિથી નિહાળીશ તો જરૂર કહીશ કે, તે મહાયુદ્ધમાં ભાગ લેનાર અને કતલો કરનાર ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટલી જેવા દેશો જરા પણ સભ્ય ન કહેવાય! આમ છતાં ત્હને ધ્યાનમાં છે કે આ દેશોમાં પણ ઘણી સારી ચીજો અને સરસ માણસો છે

ત્હું કહીશ કે, આ પ્રશ્ન ઘણો વિકટ છે. સુશોભિત મકાનો, સુંદર ચિત્રો, પુસ્તકો અને દરેક સારી ચીજ સંસ્કૃતિનાં ચિહ્ન રૂપેજ છે; પણ સંસ્કૃતિનું સર્વોત્તમ ચિહ્ન તો, નિસ્વાર્થી અને બધાના ભલા માટે બીજાઓ સાથે મળીને કામ કરતો ભલો માણસ જ છે. હળી-મળીને કામ કરવું, એ એકલવાયાં કામ કરવા કરતાં વધારે સારૂં છે. પણ તેમાંય સર્વના કલ્યાણ માટે હળીમળીને કામ કરવું, એ તો સૌથી શ્રેષ્ટ જ છે.



[ ૧૨ ]

## ટોળીઓની રચના.

મનુષ્ય પૃથ્વી પર આવ્યો ત્યારે કેવો પશુ જેવો હતો તે મ્હેં ત્હને આગળના પત્રોમાં લખ્યું છે. હજારો વર્ષો દરમ્યાન તે થોડો થોડો સુધરતો ગયો અને કંઇક સારો થયો. આજના હિંસક પ્રાણીની માફક, એક દિવસ, તે પોતાના ખોરાકની શોધમાં એકલો ભમતો અને શિકાર કરતો. પાછળથી તેને જણાયું કે આમ એકલા રખડવા કરતાં બીજા માણસો સાથે ટોળામાં ફરવાનું વધારે સલામત અને ડહાપણ ભર્યું છે. જો માણસો સમુહમાં રહે તો વધારે બળવાન બને અને હિંસક પશુઓ તથા કેટલીકવાર બીજા માણસોના હુમલા સામે પોતાનો બચાવ સારી રાતે કરી શકે. પ્રાણીઓ પણ પોતાની સલામતી ખાતર આમ ટોળાંઓ બાંધીને ફરે છે. ઘેટાં, બકરાં, હરણ અને હાથી સુદ્ધાંત ટોળાંઓ કરીને ચાલે છે. આખું જુથ જ્યારે ઉંઘી જાય છે ત્યારે તેમાંના કેટલાક જાગતા રહીને તેની ચોકી કરે છે. વરૂઓની આવી ટોળીઓ બાબત ત્હેં અનેક વાતો વાંચી હશે.

રૂશીઆમાં શિયાળાના દિવસોમાં વરૂઓ આમ ટોળકી-ઓમાં રખડે છે અને શિયાળામાં તેમને ભૂખ ઘણી લાગતી હોતાં જ્યારે ભૂખ્યાં થાય છે, ત્યારે માણસો પર તરાપ મારે છે. એકલું વરૂ એક માણસ ઉપર પણ ભાગ્યેજ હુમલો કરે છે, પરંતુ વરૂઓની ટોળકી માણસની એક ટુકડી પર આક્રમણ કરવા જેટલી બળવાન બને છે. તેવે વખતે માણસોને પોતાના જીવ લઇને નાસવું પડે છે અને કેટલીક વાર તો 'સ્લેજ' (બરફ પર ચાલવાની ગાડી)માં બેઠેલ માણસો અને વરૂઓ વચ્ચે જાણે શરત જ મંડાય છે.

આમ ટોળીઓ રચીને માણસોએ સંસ્કૃતિની દિશામાં પહેલાં પગલાં માંડયાં. તેઓ સાથે મળી કામ કરવા લાગ્યા. આપણે જેને "સહકાર" કહીએ છીએ તે તેમના વચ્ચે ઉભો થયો. દરેક માણસે પ્રથમ પોતાની ટોળીની અને તે પછી જ પોતાની જાતની ચિંતા કરવાની હતી. જો ટોળી સંકટમાં આવી પડતી તો દરેકે તેના બચાવ માટે લડવું પડતું. જો કોઈ પણ માણસ ટોળીમાં નકામો થઈ પડયો રહેતો તો તેને લાત મારીને કાઢી મૂકવામાં આવતો.

હવે માણસો જો સાથે મળીને રહે તો તેમણે વ્યવસ્થિતપણે કામ કરવું જોઇએ. જો દરેક વ્યક્તિ પોતાની ઇચ્છાનુસાર કરવા લાગે, તો પછી ટોળી જેવું કંઇ રહે જ નહિ. આથી કોઇકને ટોળીની સરદારી લેવાની જરૂર પડી. પ્રાણીઓના જુથમાં પણ સરદાર

હોય છે એટલે માણસોની ટોળીઓ પણ તેમાંના સૌથી બળવાન માણસને પોતાના સરદાર તરિકે ચુંટી કાઢવા લાગી. તે વખતમાં ડગલે અને પગલે લડવાનું હોતાં સૌથી વધારે બળવાન માણસને જ સરદારી મળવા લાગી.

ટોળીના સભ્યો જો એકમેકથી લડવા લાગે તો ટોળી તરત ભાંગી પડે. આથી સરદારે ટુકડીની અંદર લડાઇ કરવાની બંધી કરી. અલબત્ત, એક ટુકડી બીજી ટુકડી સાથે લડે તેનો કશો પ્રતિબંધ ન હોતો. પ્રત્યેક માણસ પોતાની જાત માટે બીજા સાથે લડતો, એ જુની પ્રથામાં આ સારો સુધારો થયો.

પ્રથમની ટોળીઓ ખરી રીતે મ્હોટાં કુટુંબોનીજ બનેલી હશે. તેમના સઘળા સભ્ય એક બીજાનાં કંઇક સગાં થતાં હશે. કુટુંબો વૃદ્ધિ પામતાં ગયાં અને પછી ટોળીઓ બહુજ વિસ્તૃત થઇ પડી.

ટોળીઓ બંધાઈ તે પહેલાં માણસની જીંદગી ઘણી હાડમારીઓથી ભરપુર હશે. તેને રહેવાને ઘર નહોતું. પહેરવાને, ઝાડની છાલો સિવાય બીજાં, કપડાં નહોતાં. તે સદૈવ લડતો રહેતો. પોતાના રોજના ખોરાક માટે તેને શિકાર કરવાની કે ફળ એકઠાં કરવાની જરૂર પડતી. ચારે દિશાઓમાં તેને પોતાનાં દુશ્મન નજરે પડતાં. ખુદ કુદરત પણ તેને શત્રુ જેવી લાગતી, કેમકે તે વર-

સાદની ઝડીઓ, બરફનાં તોફાન અને ભૂકંપ મોકલતી. ન્હાનો, ગરીબડા ગુલામ જેવો માણસ, પૃથ્વી પર લપાઇને ફરતો અને બધાંથી ડરતો; કેમકે તે કંઇજ સમજતો નહોતો. જો વરસાદની ઝડી પડતી, તો તે માનતો કે વાદળાંમાં છુપાયલો કોઇક દેવ તેને મારવાની કોશીષ કરે છે આથી તે ભયભીત થતો અને વરસાદ તથા બરફ વરસાવતી પેલી વાદળાંમાંની વ્યક્તિને પ્રસન્ન કરવા માટે કંઇ કંઇ કરવા ઇચ્છતો! પણ તેને તે પ્રસન્ન કેમ કરી શકે? માણસ ત્યારે અક્કલવાળો કે ચાલાક નહોતો. તેણે ધાર્યું હશે કે તે વાદળમાંનો દેવ પોતાના જેવો હશે અને ખોરાકને ચાહતો હશે. આથી તે થોડું માંસ લઇ અથવા કોઇ પશુને મારી અને, લોકો કહે છે તેમ, બલિદાન ચઢાવતો અને તે દેવોને ખાવા માટે ક્યાંક મૂકી આવતો. તે સમજતો કે આમ કરવાથી તે વરસાદ અને બરફને વરસતાં અટકાવી શકશે!

વરસાદ, કરા કે બરફ કેમ પડે છે તે આપણે જાણીએ છીએ, એટલે આપણને આ વાત ઘણી મૂર્ખાઇ ભરેલી લાગે છે. પ્રાણીઓને મારી અને કોઇને ચઢાવવાનો આ વાત સાથે જરા પણ સંબંધ નથી. આ છેક મૂર્ખાઇ ભર્યું હોવા છતાં આજે પણ એવું કરવાવાળા અજ્ઞાન માણસો ઘણા પડ્યા છે.



मेमाने (कुबेरे) नुं राक्षसी पुतळुं

[ ૧૩ ]

## ધર્મનો આરંભ અને કામના વિભાગ.

ગયા પત્રમાં મ્હેં ત્હને જુના વખતના માણસો દરેક વસ્તુથી કેમ ડરતા અને ગુસ્સાખોર, અદેખા દેવોજ તેમના પર સંકટો નાખે છે, એવું કેમ માનતા તે બતાવ્યું છે. આ કલ્પિત દેવો જંગલમાં, પર્વતોમાં, નદીઓમાં, વાદળાંમાં અને એવે દરેક સ્થળે પ્રત્યક્ષ કરવા લાગ્યા. દેવોને તેઓ માયાળુ અને ભલી વ્યક્તિ જેવા નહિ પણ ઘડી ઘડીમાં મિજાજ ખોઈ બેસનાર ચીઢીઆ માણસ જેવા કલ્પતા અને તેમના ગુસ્સાથી તેઓ ડરતા એટલે દેવોને કંઈ ને કંઈ, ખાસ કરીને ખોરાકની લાંચ આપવાનો પ્રયત્ન કરતા. કોઈ વખતે ધરતીકંપ, રેલ કે રોગ જેવી કંઈ આફત તેમના પર આવી પડતી અને તેથી ઘણાં માણસો મરી જતાં, તો તેઓ બહુ ભય પામતા અને માની લેતા કે દેવતાઓ તેમના પર બહુ કોપાયમાન થયા છે. તેમને ખુશી કરવા માટે તેઓ, માણસ, સ્ત્રી, અરે, પોતાનાં છોકરાંઓને પણ મારી દેવતાઓને ચઢાવવા જેટલી

હદે જતા ! આ ભયકંર લાગે છે. પણ જે માણસ ભયાકુળ થઈ જાય છે, તે કંઈ પણ કરી બેસે છે.

આવી રીતે ધર્મની શરૂઆત થઇ હશે, એટલે ધર્મ પ્રથમ ભયને લઈને દાખલ થયો અને ભયને પ્રેરાઇને જે કંઇ કરવામાં આવે તે ખરાબજ છે. તું જાણે છે તેમ ધર્મ આપણને ઘણી સુંદર વાતો કરે છે, જ્યારે તું મ્હોટી થઈશ, ત્યારે દુનિયાના ધર્મો વિષે અને ધર્મને નામે જે સુકૃત્ય અને દુષ્કૃત્ય કરાયાં છે, તે વિષે વાંચીશ. અહિં તો ધર્મનો ખ્યાલ કેમ પેઠો તે આપણે જોયું. હવે પછી તેનો કેમ પ્રચાર થયો તે જોઈશું. તેનો ગમે તેટલો પ્રચાર થયો હોય છતાં, આજેપણ આપણે ધર્મને નામે માણસોને લડતાં અને એક બીજાનાં માથાં ફોડતાં જોઇએ છીએ. વળી ઘણા માણસો માટે તો તે હજી પણ ભયજનક વસ્તુજ છે. તેઓ પોતાનો વખત આવા કલ્પિત દેવને માટે મંદિરોમાં ભેટ સોગાદો ધરાવવામાં અને વળી પ્રાણીઓનાં બલિદાન આપવામાં વીતાડે છે.

આમ જુના માણસ માટે જીંદગી અઘરી હતી. લગભગ દરરોજ તેણે પોતાનો ખોરાક પેદા કરવાનો હતો. તેમ ન કરે તો ભૂખે મરવાનો વખત આવે એમ હતું. તે વખતે કોઇ આળસુ માણસ જીવીજ ન શકે, એકઠ્ઠી સાથે ઘણા ખોરાકનો સંગ્રહ કરી લેવો અને પછી લાંબા વખત સુધી કંઈપણ કામ ન કરવું, એ વાત પણ ત્યારે સંભવિત નહોતી.

પણ જ્યારે ટોળીઓ બંધાઇ ત્યારે માણુસનું કામ જરા સહેલું થયું. બધા માણુસો સાથે મળીને કામ કરતા, એકલો માણુસ કામ કરીને જેટલો ખોરાક મેળવે તે કરતાં, વધારે ખોરાક મેળવી શકતા. ત્હું જાણે છે કે આમ સંપીને કામ કરવાથી એટલે એક બીજા સાથે સહકાર કરવાથી આપણે જે કામ એકલે હાથે ન થઈ શકે તે કરી શકીએ છીએ. એક કે બે માણુસ ભારે બોજો ઉંચકી શકતા નથી, પણ વધારે માણુસ મળીને તેમ સહેલાઇથી કરી શકે છે. તે વખતે બીજી જે મ્હોટી શોધ થઈ તે વિષે હું આગળ કહી ગયો છું. તે ખેતીની હતી. ત્હું જાણીને ગમ્મત પામીશ, કે કીડીઓમાં પણ આ ખેતીના કામની શરૂઆત થઇ ગઈ છે. અલબત્ત, હું એમ નથી કહેતો કે કીડીઓ બી વાવે છે, ખેતર ખેડે છે અને પાક લણે છે, પણ તેઓ જે કંઇ કરે છે તે કંઈક પેલાં કામોને મળતું આવે એવું છે. જેના દાણા પોતે ખાય છે, એવો કોઈ છોડ જોતાં, તેની આસપાસ ઉગેલ ઘાસ તેઓ સંભાળથી કાઢી નાખે છે; આથી તે છોડ વધારે વખત જીવી શકે છે.

કદાચ માણુસોએ પણ એક દિવસ કીડીઓ કરે છે તેવુંજ કર્યું હશે. ખેતી શું છે, તે તેઓ જાણતા નહોતા આ સમજતાં અને બી વાવવાનું શરૂ કરતાં તો તેમને કાળાંતરો ગુજર્યાં હશે.

ખેતીનું કામ દાખલ થતાં જ ખોરાક મેળવવાનું કામ બહુ સહેલું થઇ પડયું. ખોરાક માટે માણુસોને

આખો દિવસ શિકાર કરવાનું રહ્યું નહિ; એટલે તેઓ આગળ કરતાં જરા વધારે આરામથી રહેવા લાગ્યા. બીજો પણ એક જાણવા જેવો ફેરફાર થયો. ખેતી પહેલાં દરેક માણસ શિકારી હતો. આ એક જ કામ તેનાથી થઇ શકતું, સ્ત્રીઓ કદાચ બાળકોની સંભાળ રાખતી અને ફળ એકઠાં કરતી, પણ ખેતી શરૂ થતાં જ જાતજાતનાં કામો આવી પડયાં. સ્ત્રીઓ ઢોરોની સંભાળ રાખવાનું અને ગાયો દોહવાનું કામ કરવા લાગી. કેટલાક માણસો અમુક કામ કરતા થયા અને કેટલાકને બીજી જાતનું કામ મળ્યું.

આજે દુનિયામાં પ્રત્યેક માણસ એક જ જાતનું કામ કરતું જોવામાં આવે છે. કોઈ દાકતર છે, કોઈ પુલ અને રસ્તાઓ બાંધનાર ઇજનેર છે, કોઈ સુથાર છે, કોઈ લુહાર છે, કોઇ ઘર બાંધનાર કડીઓ છે, કોઈ મોચી છે, કોઈ દરજી છે, વગેરે દરેક માણસ પોતાના કામમાં કુશળતા ધરાવે છે અને બીજાના કામ વિષે વધુ જાણતો નથી. આને કામના વિભાગ અથવા મહેનતની વહેંચણી કહે છે. એક માણસ ઘણાં કામ કરતાં એક જ જાતનું કામ વધારે સારી રીતે કરી શકે છે. આજે દુનિયામાં અનેક પ્રકારની કામની વહેંચણી જોવામાં આવે છે.

આ કામના વિભાગ આપણે ખેતી દાખલ થઈ, તે જુની ટોળીઓના, સમયથી શરૂ થતાં જોઇએ છીએ.



[ ૧૪ ]

## ખેતીથી થયેલાં પરિવર્તનો

છેલ્લા પત્રમાં મ્હેં ત્હને કામના વિભાગ બાબત થોડુંક લખ્યું. આદિકાળમાં માણસ જ્યારે ફક્ત શિકાર કરીને ગુજરાન ચલાવતો, ત્યારે કામની વહેંચણી ન જેવી હતી. હરેક માણસ શિકાર કરતો અને મુશ્કેલીથી પોતાના પેટ પૂરતો ખોરાક મેળવતો. કામની વહેંચણી પ્રથમ તો સ્ત્રી અને પુરૂષ વચ્ચે જ થઈ હશે. પુરૂષોને ફાળે શિકાર કરવાનું અને સ્ત્રીઓને ફાળે ઘેર રહી, છોકરાં અને ઢોરઢાંખરની સંભાળ લેવાનું કામ આવ્યું હશે.

જ્યારે માણસો ખેતી શીખ્યા, ત્યારે ઘણા સુધારા થયા. પ્રથમ કામની વહેંચણી વધારે થઇ. કેટલાક માણસો શિકાર કરવા લાગ્યા અને કેટલાક ખેતરોની સંભાળ રાખી, ખેડ કરવા લાગ્યા. તે પછી જેમ જેમ વખત ગયો, તેમ તેમ માણસો નવાં કામ શીખ્યાં અને તેમાં કુશળતા મેળવવા લાગ્યાં.

ખેતીથી બીજું સરસ પરિણામ એ આવ્યું, કે માણસો ગામડાં અને શહેરોમાં સ્થાયી બની વસવા

લાગ્યાં. ખેતી દાખલ થઇ તે પહેલાં લોકો આમ તેમ રખડતા અને શિકાર કરતા. એક જ સ્થળે રહેવાનું તેમના માટે જરૂરી નહોતું. તેઓ જ્યાં જતાં ત્યાં શિકાર મેળવી શકતાં. વળી ઘણી વાર તેમની પાસે ગાયો અને ઘેટાં હોવાને કારણે તેમને એક સ્થાનથી બીજે સ્થાને જવું પડતું, કેમકે ઢોરોને ચરવા માટે પુષ્કળ ઘાસવાળી, ગોચર, જમીનની જરૂર પડતી. એક સ્થળે થોડો વખત ઢોરોને ચરાવ્યા પછી, ત્યાં પૂરતું ઘાસ રહેતું નહિ અને તેથી આખી ટોળીને બીજે ક્યાંક જવાની જરૂર પડતી.

ખેતી થતાં જ માણસોને એક જ જમીન પાસે રહેવું પડ્યું. જે જમીનને તેમણે ખેડી અને વાવી, તે જમીન તેઓ છોડી શકે નહિ, એટલે તેઓ મોસમોની મોસમો સુધી ત્યાં જ કામ કરવા લાગ્યા અને આમ ગામડાં તથા શહેરો વસ્યાં.

ખેતીથી બીજો મ્હોટો તફાવત એ પડયો કે, માણસોની જીંદગી જરા આરામવાળી બની. આખો દિવસ રખડીને શિકાર કરવા કરતાં, આમ ખોરાક ઉગાડવાનું કામ ઘણું સહેલું હતું. ધરતી પણ, તેમનાથી એકદમ ખવાઇ શકે તેના કરતાં વધારે, ખોરાક પૂરો પાડવા લાગી અને તે તેઓ સંભાળથી સંઘરી રાખવા લાગ્યા.

અહિં એક બીજો સરસ વિકાસ થયો તે આપણે જોઇએ. જ્યારે માણસ માત્ર સાદો શિકારી હતો

ત્યારે કોઇપણ જાતનો સંચય કરી શકતો નહિ. તે રોજ રોજ પેદા કરતો ને ખાતો. પોતાના પૈસા કે બીજી ચીજો મૂકી શકે એવી બેંકો ત્યારે ન હતી. તેણે પોતાનો ખોરાક દરરોજ શિકાર કરીને મેળવી લેવાનો હતો. પણ ખેતી થવાથી તે પોતાને ખપે તેના કરતાં ઘણું વધારે એકકી સાથે જમીનમાંથી મેળવવા લાગ્યો ને આ વધારો, એટલે વધારાનો ખોરાક, સંઘરી મૂકવા લાગ્યો. પોતાને બસ થાય તેટલા પૂરતું નહિ, પણ વધારે કામ કરવાથી, લોકો આ વધારો પામવા લાગ્યા.

ત્હું જાણે છે કે, હાલ બેંકો થઇ છે અને માણસો તેમાં પૈસા જમે કરાવે છે અને જ્યારે તેમને જોઇએ ત્યારે "ચેક" લખી ખેંચે છે. પણ આ પૈસા આવ્યા ક્યાંથી ? જો ત્હું વિચારીશ, તો ત્હને જણાશે કે આ પૈસો વધારાનો છે, એટલે માણસ બધો પૈસો એકકી સાથે વાપરી શકતો નથી, તેથી બેંકમાં અનામત રાખી મૂકે છે. પૈસાદાર પાસે આ વધારો મ્હોટો હોય છે અને ગરીબ પાસે થોડો પણ હોતો નથી. આ વધારો કેમ થાય છે, તે તું હવે પછી જોઇશ. એક માણસ વધારે કામ કરે છે તેથી વધારે મેળવે છે, એવું નથી. હાલ તો જે માણસ કંઇ પણ કરતો નથી, તે વધારાનો ધણી થઇ બેસે છે અને આખો દિવસ સખત મજુરી કરનારને ઘણીવાર તેમાંથી કંઈ પણ ભાગ મળતો નથી. આ ગોઠવણુ

મૂર્ખાઈ ભરેલી દેખાય છે. ઘણા માણસોનું ધારવું એવું છે કે આ અવિચારી ગોઠવણને લઈનેજ દુનિયામાં આજે આટલા બધા માણસો કંગાલ થઈ ગયા છે. આ બધું ત્હું કદાચ હમણાં નહિ સમજી શકે. જો તેમ હોય તો તે બાબત શ્રમમાં પડીશ નહિ. હવે થોડાજ વખતમાં ત્હું એ બધું શીખીશ.

હાલ તો ત્હારા ધ્યાનમાં એટલુંજ લાવું છું કે, ખેતીને પરિણામે, એકજ વખતે ખવાઈ જાય તે કરતાં વધારે પેદાશ થવા માંડી. આ પેદાશ સંઘરાઈ. તે દિવસોમાં બેંક નહોતી, તેમ પૈસાએ નહોતા. જેની પાસે વધારે ગાયો, ઘેટાં, ઉંટો કે અનાજ હોય, તે માણસો શ્રીમંત ગણાતા.



[૧૫]

## મુખીઃ તેની શરૂઆત.

મ્હને ભય છે કે હવે મ્હારા પત્રો જરા અટપટા થતા જાય છે, પણ આપણી આસપાસનું જે જીવન છે, તે પણ અટપટું જ છે. પુરાતન કાળમાં બધી વાત સરળ હતી. આજની આ આંટીઘુંટીઓ ક્યારથી શરૂ થઈ, જે જોવા આપણે બેઠા છીએ. જો આપણે એ તપાસમાં ધીમે ધીમે આગળ વધીશું અને જીવન તથા સમાજમાં ફેરફારો જેમ જેમ દાખલ થતા ગયા, તેમ તેમ તે સમજતા જઈશું, તો આજની વસ્તુસ્થિતિ સમજવામાં આપણે વધારે સફળ થઈશું. પણ જો આપણે તેમ નહિ કરીએ તો આપણી આસપાસ બનતા બનાવોમાં કંઇ પણ સમજણ નહિ પડે. આપણે ગાઢ જંગલમાં રસ્તો ભૂલેલ બાળક જેવા થઇ જઇશું. તેટલાજ કારણ માટે હું ત્હને એ જંગલને એક છેડે લઇ જવા માગું છું, જેથી ત્હને તેમાંથી સરખો રસ્તો મળી આવે.

મસૂરીમાં એકવાર ત્હેં મ્હને રાજાઓ વિષે પ્રશ્નો કર્યા હતા અને તેઓ કોણ છે અને શા માટે થયા

છે, તે જાણવાની જીજ્ઞાસા બતાવી હતી, તે ત્હને યાદ હશે. હમણાં આપણે રાજાઓની શરૂઆત થઈ તે પ્રાચીન કાળમાં જરા ડોકીઉં કરીશું. તે વખત તેઓ રાજા કહેવાતા ન હોતા. પણ જો તેમના વિષે કાંઇક શોધી કાઢવાનો આપણે પ્રયત્ન કરીશું તો તેમની ઉત્પત્તિનો ઈતિહાસ આપણને મળી આવશે ખરો.

ટોળીઓના બંધારણ બાબત હું કહી ગયો છું. જ્યારે ખેતી શરૂ થઈ અને કામના વિભાગ પડયા, ત્યારે કોઈક માણસને તે ટોળીના કામની વ્યવસ્થા કરવાની જરૂર પડી. આ પહેલાં પણ ટોળીઓને, બીજી ટોળીઓ સાથે લડાઈ કરતી વખતે, કોઇકની સરદારીની જરૂર પડતી. આ સરદારી ઘણેભાગે ટોળીમાંના સૌથી પુખ્ત માણસને મળતી. આપણે તેને મુખી કહીએ છીએ પ્રૌઢ વયનો માણસ વધારે અનુભવી અને જ્ઞાની ગણાતો. તે કંઈ ટોળીમાંના બીજા માણસો કરતાં વધારે ભિન્ન નહોતો. તે બીજાઓ સાથે મળીને કામ કરતો અને આમ જે ખોરાક પેદા થાય તે ટોળીના બધા સભ્યો વચ્ચે વહેંચી નાખવામાં આવતો. સઘળી ચીજોની માલીકી આખી ટુકડીની હતી. જેમ હાલ દરેક માણસ માટે જુદું ઘર, પૈસા અને બીજી વસ્તુઓ છે તેમ તે વખતે નહોતું. માણસ જે કંઇ પેદા કરતો તેના ભાગ પાડવામાં આવતા, કેમકે, તે પેદાસ ટુકડીની જ ગણાતી. આ ભાગ પાડવાનું કામ મુખી યાને વ્યવસ્થાપક કરતો.

પણ રફ્તે રફ્તે અનેક ફેરફારો થતા ગયા. ખાસ કરીને ખેતીવાડીને લીધે અનેક નવાં કામ જાગી પડયાં, અને તે કામોની વ્યવસ્થા કરવામાં અને ટોળીના સાથીઓ તે કામ બરાબર કરે છે કે નહિ, તેની દેખરેખ રાખવામાં મુખીનો ઘણો વખત જવા લાગ્યો. આથી ધીમે ધીમે મુખીએ બીજાં માણસો કરતાં તેવાં સાધારણ કામ કે મહેનત કરવાનું છોડી દીધું. અને તેથી બીજા માણસો કરતાં સાવ જુદો પડી ગયો. અહીં આપણને કામ કે મહેનતની બીજી જાતની વહેંચણીની શરૂઆત જોવામાં આવે છે. મુખી હવે ફક્ત વ્યવસ્થા જાળવવાનું અને માણસો પર હુકમ ચલાવવાનું કામ કરવા લાગ્યો અને બીજા માણસો કોઇ ખેતરમાં કામ કરવા લાગ્યા, કોઈ શિકારે જવા લાગ્યા, કોઈ લડવા જવા લાગ્યા અને આમ તેમના નેતા, મુખીના હુકમને તાબે રહેવા લાગ્યા. બે ટોળીઓ વચ્ચે જો લડાઇ જાગતી તો મુખીની જરૂર અનિવાર્ય થઈ પડતી, કેમકે યુદ્ધમાં સરદાર વિના લડી શકવું મુશ્કેલ હતું. આથી મુખી ઘણો સત્તાધીશ બની ગયો.

આ વ્યવસ્થાનું કામ વધી ગયું, એટલે મુખી એકલે હાથે બધું કરી શકતો નહિ તેથી તેણે બીજા કેટલાક માણસોને પોતાના મદદનિશ તરીકે ચુંટી કાઢયા, એટલે વ્યવસ્થાપકો ઘણા થઈ પડયા. જો કે સત્તાની લગામ તો મુખીના જ હાથમાં હતી. આમ

થતાંજ ટોળીના બે ભાગ પડી ગયા. એક વ્યવસ્થાપકો અને બીજા સાધારણ કામ કરનારાઓ. હવે માણસો વચ્ચે સમાનતા ન રહી. કેટલાક માણસો, જે વ્યવસ્થાપકો બન્યા હતા તેમનો, સાધારણ કામ કરનાર બીજા માણસો પર, અધિકાર જામવા લાગ્યો.

હવે પછીના પત્રમાં આ મુખીની ઉન્નતિ કેમ થઈ તે આપણે જોઈશું.



[ ૧૬ ]

## મુખી : તેની ઉન્નતિ.

મ્હને આશા છે કે મ્હારા આ જુની ટોળીઓ અને તેમના સરદારોના ખ્યાન ત્હને કંટાળા ભરેલ નહિ જણાતા હોય.

ગયા પત્રમાં મ્હેં લખ્યું છે, તેમ તે વખતે દરેક વસ્તુ, એકાદ જુદા માણસની નહિ પણ, આખા સમુહની માલીકીની હતી. ખુદ મુખીનું પોતાનું કંઇજ નહોતું. ટોળીના સભ્ય તરીકે તે બીજા માણસો પ્રમાણે પોતાનો હિસ્સો લઈ શકતો તે વ્યવસ્થાપક હતો અને ટોળીની માલમિલ્કતની સંભાળ રાખનાર તરીકે મનાતો, પણ જ્યારે તેની સત્તા વધી, ત્યારે તે ટોળીની માલમિલ્કતને, તે ટોળીની નહિ પણ, તેની પોતાનીજ માનવા લાગ્યો. અથવા તે એમ સમજ્યો કે ટોળીનો મુખી હોતાં તે પોતેજ સૌનો મુખત્યાર હતો. આમ આપણે જોઇશું કે, માલમિલ્કતની માલીકી ધરાવવાનો ખ્યાલ પ્રથમ કેમ પેઠો. આજે આપણે સદૈવ "ત્હારૂં–મ્હારૂં" કરતા અને વિચારતા રહીએ છીએ, પણ પેલી ટોળીઓના સ્રી પુરૂષો આમ બિલકુલ ધારતા નહિ. ત્યારે દરેક વસ્તુ ટોળી સમસ્તની મનાતી.

પણ આ બુઢ્ઢો મુખી પોતાનેજ ટોળી મનાવા લાગ્યો અને ટોળીની ઘણીખરી વસ્તુઓને પોતાની અંગત માલીકીની ગણવા લાગ્યો.

જ્યારે મુખી મરી જતો ત્યારે ટોળીના માણસો એકત્ર થઇ, તેની જગાએ બીજા મુખીને ચુંટી કાઢતા. હવે સ્વાભાવિક રીતે જુના મુખીનાં કુટુંબનાં માણસો વ્યવસ્થાનું કામ બીજા કોઈના કરતાં સારૂં જાણતાં હતાં, કારણ કે તેઓ હમ્મેશાં મુખી સાથે રહેતાં અને તેના કામમાં મદદ કરતાં એટલે તે કામ વિષે સારૂં જ્ઞાન ધરાવતાં. આથી એવું બનવા લાગ્યું કે, જુનો મુખી મરી જતો, એટલે માણસો તેનાજ કુટુંબમાંથી કોઇકને નવો મુખી બનાવતા. આમ થવાથી મુખીનું કુટુંબજ બીજા કુટુંબોથી જુદું પડી ગયું અને ટોળી પણ હમ્મેશાં એજ કુટુંબમાંથી પોતાનો નેતા ચુંટી કાઢવા લાગી. મુખીના હાથમાં સત્તા ખુબ હતી. કુદરતી રીતે તેણે ઈચ્છયું કે, તેની પદવીનો વારસ તેનો પુત્ર કે ભાઇજ થાય તો સારૂં! આ ઇચ્છા પાર પાડવાના તેણે પ્રયાસ આદર્યા. મુખીપણા માટે તે પોતાના પુત્ર, ભાઇ કે બીજા નજીકના સગાને કેળવી તૈયાર કરવા લાગ્યા, સાથે ટોળીને પણ જણાવી દીધું કે, જે માણસને તે પસંદ કરશે અને કેળવશે તેજ માણસ તેના મૃત્યુ પછી મુખી બનશે. આ વાત પહેલાં ટોળીના માણસોને કદાચ નહિ ગમી હોય, પણ તેઓ તરત ટેવાઇ ગયા હશે અને પોતાના મુખીની આજ્ઞા મુજબ કર્યું હશે; પછી તો નવા

મુખીની ચુંટણી કે પસંદગી જેવું કશું રહ્યું નહિ. તે વૃદ્ધ માણસ પોતેજ પોતાનો વારસ નક્કી કરી જતો અને તે વારસ મુખીનું સ્થાન લેતો.

આમ આપણને જણાશે કે મુખીની પદવી વંશ-પરંપરાની થઈ ગઈ અને પિતા પાછળ પુત્ર કે બીજા સગાના હાથમાં જતી હોવાથી, તે એકજ કુટુંબમાં રહેવા લાગી. મુખીને તો હવે ચોક્કસ ખાત્રી થઈ કે ટોળીની દરેક વસ્તુ અને મિલ્કત ખરેખર તેની પોતા-નીજ છે અમુક ચીજ "ત્હારી" છે કે "મ્હારી" એ વિચારનું મૂળ હવે આપણને મળ્યું. આરંભકાળમાં એવો ખ્યાલ કોઈને નહોતો. બધાં માણસો સાથે મળીને પોતાની જાત માટે નહિ, પણ આખા સમુ-દાયના માટે કામ કરતા. જો તેમ કરીને તેઓ ખોરાક કે બીજી કોઈ ચીજ ઉત્પન્ન કરતા, તો ટોળીમાંના દરેક જણને પોતાનો હિસ્સો મળતો. ટોળીમાં કોઇ ગરીબ કે તવંગર નહોતું. ટોળીની મિલ્કતના તેઓ બધા સરખા ભાગીદાર હતા.

પણ જ્યારથી આ મુખી ટોળીની ચીજોને તફ-ડાવા લાગ્યો અને તેમને પોતાની જ ગણવા લાગ્યો, ત્યારથી આપણામાં ગરીબ અને ધનવાન માણસો થયા.

આ વિષે થોડુંક વધારે હું મ્હારા આવતા પત્રમાં લખીશ.



[૧૭]

## મુખી રાજા થાય છે!

આ બુઢ્ઢા મુખીએ તો આપણો ઘણો વખત લીધો, ખરું ને? હવે આપણને તેની સાથે થોડુંકજ કામ છે. બલ્કે, તેજ હવે પોતાનું નામ બદલી નાખશે. રાજાઓ કોણ છે અને કેમ આવ્યા, તે વિષે કહેવાનું વચન આપીને મ્હેં આ વૃત્તાંત શરૂ કર્યો છે. રાજાઓને સમજવા માટે આપણે સીધા આ મુખીઓના વખત તરફ વળવું જોઈએ, કેમકે ત્હેં અનુમાન કર્યું હશે કે, આ મુખીઓજ પાછળથી રાજા કે મહારાજા થઈ બેઠા.

મુખીની પદવી જ્યારે વંશપરંપરાની થઇ, એટલે બાપની ગાદી દીકરાને મળવા લાગી. ત્યારે તેની અને રાજાની વચ્ચે થોડોજ ફેર રહ્યો. છેવટે તે રાજા થઈ ગયો. અને રાજાને એવી ભ્રમણા રહી કે દેશમાંનું બધું તેનું પોતાનું જ છે. તે પોતેજ દેશ છે, એમ તે માનવા લાગ્યો. એક પ્રખ્યાત ફ્રાન્સના રાજાએ એકવાર કહ્યું હતું કે "L'etat c'est moi" એટલે "રાજ્ય તે હુંજ છું" અથવા "હુંજ રાજય છું"



बीजी जातनुं पगे चालनार प्राणी एमनी उंचाइ लगभग १० फुट

રાજાઓ ભૂલી ગયા કે, તેઓ વ્યવસ્થા જાળવવા અને ખોરાક તથા બીજી વસ્તુઓ દેશના માણસોને સરખી રીતે વહેંચી આપવા માટે લોકો તરફથી જ ચુંટાયા હતા. વળી તેઓ ટોળી અગર દેશમાં સૌથી વધારે બાહોશ અને અનુભવી લેખાતા એટલેજ તેમની ચુંટણી થઈ હતી. તેઓ માનતા થયા કે ધણી તેઓજ છે અને દેશના બધા માણસો તેમના ચાકર છે ખરી રીતે તો તેઓજ દેશના—પ્રજાના—ચાકર કહેવાય.

આગળ જતાં તું ઈતિહાસમાં વાંચીશ ત્યારે જાણીશ કે આ રાજાઓ એવા તો મિથ્યાભિમાની થઇ ગયા કે તેમની ચુંટણી સાથે પ્રજાનો કંઈ સંબંધ નથી, એમ માનવા લાગ્યા. તેઓ કહેતા કે "ઈશ્વરેજ અમને રાજા બનાવ્યા છે" આને તેઓ "રાજાઓનો દૈવી અધિકાર" કહેતા. લાંબા વખત સુધી તેઓ બદ-ચાલના રહ્યા અને જ્યારે એક બાજુએ તેમની પ્રજા ભૂખે મરતી, ત્યારે બીજી બાજુ તેઓ ભારે ઠાઠ અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા. પણ આખરે આમ વર્ગ—સામાન્ય માણસોથી આ સહન ન થયું અને કેટલાક દેશોમાંથી તેમણે રાજાઓને હાંકી કાઢયા. ઈંગ્લાંડની પ્રજા અને રાજા, પ્રથમ ચાર્લ્સ, સામે કેમ ઉઠી અને તેનો વધ કર્યો; ફ્રાન્સમાં જબરો બળવો કેમ સળગ્યો અને રાજાઓનું નામનિશાન ન રાખવાનું કેમ ઠર્યું; એ બધું તું ઈતિહાસમાં વાંચીશ પારીસમાં આપણે કોશ્યજર્યરી (Conceirgerie) નો કારાગ્રહ

જોવા ગયા હતા ત્યારે ત્હું સાથે હતી કે? તેમાં કેદ-ખાનામાં રાજાના કુટુંબ, તેની રાણી મેરી એન્ટોઈની અને બીજાઓને કેદ રાખવામાં આવ્યાં હતાં. થોડાં વર્ષ પહેલાંજ રૂશીઆમાં જાગેલ મ્હોટા બળવા વિષે પણ ત્હને વાંચવામાં આવશે. તેમાં રૂશીઆની પ્રજાએ, "ઝાર" કહેવતા, તેના રાજાને હાંકી કાઢયો હતો.

એટલે રાજાઓના દહાડા ભરાઈ આવ્યા છે. ઘણા દેશોમાં હવે રાજા રહ્યા જ નથી. ફ્રાન્સ, જર્મની, રૂશીઆ, સ્વીઝરલેંડ, અમેરિકાના દેશો, ચીન અને એવા બીજા ઘણા દેશોમાં રાજાઓ નથી. તે દેશો "પ્રજાસત્તાક" બન્યા છે એટલે ત્યાંનો આમ વર્ગજ વખતો વખત પોતાના સુબા અને આગેવાનને ચુંટી કાઢે છે. આ સુબા અને આગેવાનોની સત્તા વંશપરંપરાની હોતી નથી.

ત્હું જાણે છે તેમ, ઈંગ્લાંડમાં હજી રાજા છે. પણ તેના હાથમાં કંઇપણ સત્તા નથી. તેનું રાજકાજમાં બહુ થોડું ચાલે છે. બધી સત્તા "પાર્લામેન્ટ" એટલે મ્હોટી સભાના હાથમાં છે, જ્યાં પ્રજાના ચુંટેલ આગેવાનો બેસે છે. લંડનમાં જોયલી પાર્લામેન્ટ ત્હને યાદ હશે.

હિંદુસ્થાનમાં હજી ઘણા રાજા, મહારાજા અને નવાબો પડયા છે. તેમને ભપકાદાર કપડાં પહેરી, મ્હોટી કિમ્મતની મોટરોમાં જતાં અને ખૂબ પૈસા ઉડાવતાં ત્હું જુએ છે આ બધો પૈસો તેમને કયાંથી

મળે છે ? તેઓ પોતાની પ્રજા પાસેથી કર ઉઘરાવીને તે મેળવે છે. કર એટલા માટે અપાય છે, કે નાણું દેશના બધા લોકો માટે વપરાય, તેમાંથી શાળાઓ, દવાખાનાઓ, પ્રદર્શનો અને પુસ્તકાલયો ખોલાય, સારા રસ્તાઓ બંધાવાય, અને ટુંકામાં, લોકકલ્યાણનાં બીજાં કામ થાય. પણ આપણા રાજા–મહારાજાઓ, હજી પણ જુના વખતના પેલા ફ્રાન્સના રાજાએ જેમ "હું એજ રાજ્ય છું" કહ્યું હતું તેમ, માને છે અને લોકોના પૈસા પોતાની મોજશોખ માટે ઉડાવે છે. તેઓ જાહોજલાલીમાં રહે છે અને સખત મહેનત કરી તેમને પૈસા આપનાર તેમની પ્રજા ભૂખે મરે છે અને તેમના છોકરાંઓને ભણવા માટે કોઈ શાળા પણ નથી !

[ ૧૮ ]

## જુની સંસ્કૃતિ

મુખી અને રાજા વિષે આપણે જે કંઈ કહ્યું છે, તે હાલ થોડા વખત માટે બસ થઈ પડશે. હવે આપણે જરા પાછળ હઠીએ અને અસલની સંસ્કૃતિ કેવી હતી અને તે કાળમાં કેવા લોકો વસતા હતા તેના પર એક દૃષ્ટિપાત કરીએ.

આ જુની પ્રજાઓ બાબત આપણે વધુ જાણતા નથી, છતાં પાષાણુ યુગ કે નૂતન–પાષાણુ–યુગના માણસો વિષે જેટલું જાણીએ છીએ તેના કરતાં તો વધારે જાણીએ છીએ. હજારો વર્ષો પૂર્વે બંધાયલ મહાલયોના ખંડેરો અત્યારે પણ મોજુદ છે. આ ઇમારતો, દેવળો અને મહેલોને જોવાથી, પ્રાચીન કાળના માણસો કેવા હતા અને તેમણે શું કર્યું, તે સંબંધે આપણને કંઈક ખ્યાલ આવે છે. ખાસ કરીને, આ ઈમારતોનાં કોતરકામ અને નકશી આપણને ખૂબ મદદ કરે છે. આ કોતરકામ ઉપરથી તે વખતના લોકોનો પહેરવેશ અને એવી બીજી કેટલીક બાબતો વિષે જાણવાનું મળી આવે છે.

પ્રથમ માણસો ક્યાં વસ્યાં અને સંસ્કૃતિનો વિકાસ ક્યાં થયો તે આપણે નિશ્ચિતપણે કહી શકીએ તેમ નથી. કેટલાક માણસો કહે છે કે આટલાંટિક મહાસાગરમાં, હાલ આંટલાટિસ કહેવાય છે ત્યાં, એક મ્હોટો દેશ હતો. આ દેશમાં લોકો રહેતા તે બહુ સત્યવાળા હતા. પણ કોઈક કારણથી તે આખો દેશ આટલાંટિક મહાસાગરમાં શમી ગયો અને હાલ તેનો કંઇ અવશેષ રહ્યો નથી. આનું આપણી પાસે કંઇ પ્રમાણ નથી. બધી લોકવાયકા છે, એટલે આ વાત આપણે વિચારીએ નહિ અને અહિંજ છોડી દઇએ.

વળી બીજા કેટલાક માણસો એમ કહે છે કે, જુના કાળમાં અમેરિકામાં ઘણી સંસ્કૃતિ હતી. કોલંબસે અમેરિકાને શોધ્યો કહેવાય છે, તે ત્હું જાણે છે. આનો અર્થ એવો થાય છે, કે યુરોપના માણસો, કોલંબસે તેમને અમેરિકા શોધી આપ્યો તે પહેલાં, તેના વિષે કંઈજ જાણતા નહોતા. કોલંબસ ત્યાં ગયો તેનાથી ઘણો વખત અગાઉ લોકો ત્યાં રહેતા અને અમુક સભ્યતા પાળતા. ઉત્તર અમેરિકાના મેક્ષિકોના યુકાતાનમાં તથા દક્ષિણ અમેરિકાના પેરૂમાં આપણે ઘણી જુની ઇમારતોના ખંડેરો જોઈએ છીએ. આથી તે સ્થળે જુના વખતમાં સુધરેલ પ્રજા રહેતી હતી તે સમજી શકાય એવું છે. પણ આ બાબત આપણાથી વધારે કહી શકાય નહિ, કેમકે, આપણે તે વિષે ઘણું જાણતા નથી. કદાચ હવે પછી આપણે તેમના વિષે વધારે જાણી શકીએ.

યુરેશીઆ, એટલે યુરોપ અને એશીઆમાં સંસ્કૃતિનાં પ્રથમ પગલાં ઘણે ભાગે મેસોપોટામીઆ, ઇજીપ્ત, ક્રેટ, હિંદુસ્થાન અને ચીનમાં મંડાયાં ઇજીપ્તની ગણત્રી હાલ તો જો કે આફ્રિકામાં થાય છે. પણ તે ઘણો નજીક હોતાં યુરેશીઆમાં જ ગણી શકાય.

અહિં તહિં રખડતી જુની ટોળીઓ જ્યારે અમુક સ્થળે વસાવટ કરવાના નિશ્ચય પર આવી હશે, ત્યારે તેમણે કેવી જાતનાં સ્થળો પસંદ કર્યાં હશે? તે એવાં હશે કે જ્યાં તેઓ પૂરતો ખોરાક સહેલાઇથી મેળવી શકે. ખોરાક તો ત્યારે ઘણે અંશે ખેતરોમાં પાકતો. ખેતી માટે પાણી અતિ જરૂરનું છે. પાણી વિના ખેતરો સુકાઇ જાય અને તેમાં કંઇ પણ ઉગે નહિ. તું જાણે છે કે હિંદુસ્થાનમાં જ્યારે ચોમાસામાં પૂરતો વરસાદ પડતો નથી, ત્યારે પાક થોડો ઉતરે છે અને દુકાળ પડે છે. ગરીબોને ખાવા માટે કંઇ મળતું નથી, તેથી તેઓ ભૂખે મરી જાય છે. આથી પાણી ઘણું અગત્યનું છે. ત્યારે અસલના લોકોએ પુષ્કળ પાણીવાળી જગ્યા પોતાના રહેવા માટે પસંદ કરી હશે. ભુગોળ વાંચતાં આપણને પણ એમ જ જણાય છે.

મેસોપોટામીઆમાં તેઓ ટાઇગ્રીસ અને યુફ્રેટસ નામની બે મ્હોટી નદીઓ વચ્ચે વસ્યાં. ઇજીપ્તમાં તેમને માટે મ્હોટી નદી નાઇલ હતી. હિંદુસ્થાનમાં

તેમનાં ઘણાં ખરાં શહેરો સિંધુ, ગંગા અને યમુના જેવી મ્હોટી નદીઓ પર વસ્યાં. પાણી તેમના માટે એટલું મહત્વનું હતું, કે તેઓ પોતાને ખોરાક અને સમૃદ્ધિ આપનાર નદીઓને પવિત્ર માનવા લાગ્યા. ઇજીપ્તમાં નાઇલને "પિતા નાઇલ" કહી તેને પૂજતા. હિંદુસ્થાનમાં પણ, ત્હું જાણે છે તેમ, ગંગા પૂજાતી અને હજીયે પવિત્ર ગણાય છે. તેને 'ગંગા મૈયા' કહેવામાં આવે છે. યાત્રાળુઓને "ગંગા મૈયા કી જય" એવી બૂમો મારતાં ત્હેં સાંભળ્યા જ હશે. નદીઓ તેમના મને સર્વસ્વ હતી. એટલે આવી જાતના પૂજનનો અર્થ સમજાય તેવો છે. નદીઓ લોકોને ફક્ત પાણી નહિ પણ સુંદર રેતી અને કાદવ આપતી, જે વડે તેઓ પોતાના ખેતરોની જમીન સમૃદ્ધ અને ફળદ્રુપ બનાવતા. પાણી, કાદવ અને રેતીને કારણે જમીન પુષ્કળ અનાજ આપતી, તેથી નદીઓ પિતા કે માતા કહેવાય તે સ્વાભાવિક છે. પણ માણસોને અમુક વાત તેઓ શા માટે કરે છે, તે ભૂલી જવાની ટેવ હોય છે. કંઇ પણ વિચાર્યા વિના તેઓ બીજાની નકલ કર્યાં જાય છે! આપણે યાદ રાખવું જોઇએ કે ગંગા અને નાઇલ પવિત્ર મનાય છે, તેનું કારણ તેઓ પાણી અને અનાજ આપતી તે જ છે.

[ ૧૯ ]

## પ્રાચીન કાળનાં મહાન શહેરો.

આપણે જોયું કે લોકો પ્રથમ મ્હોટી નદીઓ નજીક અને ફળદ્રુપ ખીણોમાં, જ્યાં તેમને પુષ્કળ ખોરાક અને પાણી મળી શકતાં ત્યાં આવી વસ્યા. તેમનાં મ્હોટા નગરો નદીઓને કિનારેજ આવેલ હતાં. ત્હેં તે જુનાં પ્રખ્યાત શહેરોનાં નામ તો સાંભળ્યાં હશે. મેસોપોટામીઆમાં, બેબીલોન, નાઇનેવ અને આસ્સુર નામનાં શહેરો હતાં. આ બધાં શહેરો લાંબા વખતથી અસ્તિત્વમાં નથી. કેટલીક વાર ભૂમિમાં કે રેતીમાં ઘણું ઉંડું ખોદતાં માણસોને તેમનાં અવશેષો મળી આવે છે. હજારો વર્ષો વીત્યાં હોવાથી તેઓ ધૂળ અને માટીથી છેક દબાઇ ગયાં છે. અને તેનાં નામ નિશાન જણાતાં નથી. કેટલેક સ્થળે એક વખતે દટાઈ ગયેલાં શહેરોની બરાબર ઉપરજ નવાં શહેરો બાંધવામાં આવ્યાં છે. આ જુના શહેરો વિષે શોધખોળ કરનાર માણસોને ઘણું ઉંડું ખોદવું પડે છે અને કેટલીક વાર તેમને એક બીજા ઉપર રચાયલાં કેટલાંક શહેરો જણાઇ આવ્યાં છે. આ બધાં કંઇ



चीननी भव्य दिवाल

એકજ સમયે હસ્તીમાં નહોતાં. એક શહેર સેંકડો વર્ષો સુધી અસ્તિત્વમાં રહેતું. માણુસો તેમાં રહેતાં અને જીંદગી ગાળી મરણુ પામતાં. તેમના છોકરાંના છોકરાં એવી જ રીતે રહેતાં અને જીવન પૂરૂં કરતાં. આમ ધીમે ધીમે શહેર ઉજ્જડ થતું ગયું અને તેમાં બહુ થોડાં માણુસો રહ્યાં. આખરે તેમાં કોઇ પણુ રહ્યું નહિ અને આખું શહેર ખંડેરોનો એક ઢગલો થઇ પડયું. રેતી અને કચરાથી શહેરો દટાવા લાગ્યાં, પણુ તે દૂર કરવાને કોઇ માણુસ રહ્યું નહોતું. ઘણા ઘણા વર્ષો પછી, આ શહેરો માટીથી સાવ દટાઇ ગયાં અને ત્યાં કોઇ શહેરો હતાં કે નહિ, તેની પણુ માણુસોને ખબર રહી નહિ. આવી અવસ્થામાં બીજાં સેંકડો વર્ષો વટાઇ ગયાં હશે અને પછી નવાં માણુસો આવી તેજ સ્થળ ઉપર નવું શહેર વસાવી રહ્યાં હશે. ફરીથી આ નવું શહેર પણુ પોતાના ક્રમ પ્રમાણે જુનું થઇ, ઉજ્જડ બની અને નાશ પામ્યું હશે. પછી તે પણુ કાળ બળે ધૂળ અને માટીમાં અદૃશ્ય થઇ ગયું હશે. આ કારણુને લઇને આપણે ઘણાં શહેરોનાં ખંડિયરો એક બીજાની ઉપર ખડકાયલાં જોઇએ છીએ. આ ખાસ કરીને રેતાળ પ્રદેશોમાં બન્યું, કેમકે, રેતી દરેક વસ્તુને ઘણી ઝડપથી ઢાંકી દે છે.

શહેર પછી શહેર ખીલે, પુરૂષ, સ્ત્રી અને બાળકોની વસ્તીવાળાં બને અને ધીમે ધીમે નાશ

પામે, એ વિચિત્ર તો લાગે છે, નહિ? જુનાં શહેરોને ઠેકાણે નવાં શહેરો ઉભાં થાય અને તેમાં નવી જાતનાં માણસો આવીને વસે. અને તેઓ પણ તેમની કંઇ પણ નિશાની પાછળ મૂકયા વિના મરી જાય! હું તો આ શહેરો વિષે થોડીક જ લીટીઓમાં લખી દઉં છું, પણ આ શહેરો વસે અને નાશ પામે; ફરી તેમને ઠેકાણે બીજાં વસે; તેમાં જે લાખો વર્ષો પસાર થયાં હશે, તેનો વિચાર તો કર! માણસ સીત્તેર કે એંસી વર્ષનો થાય છે. તો આપણે તેને વૃદ્ધ કહીએ છીએ. પણ લાખો વર્ષોની સરખામણીમાં આ સી-તેર—એંશી વર્ષ કયા હિસાબમાં! તે શહેરોની હયાતીમાં કેટલાં બધાં છોકરાં ફરી ફરીને ઘરડાં થયાં હશે અને મરી ગયાં હશે? અને હવે બેબીલોન તથા નાઇનેવનાં તો ફક્ત નામ રહ્યાં છે!

બીજું સૌથી જુનું શહેર સીરીયામાં ડેમાસ્કસ હતું. તેનો નાશ થયો નથી, તે હજી પણ મ્હોટું શહેર છે. કહેવાય છે કે આજે દુનિયામાં ડેમાસ્કસ જુનામાં જુનું શહેર છે.

હિંદુસ્થાનમાં પણ આપણાં મ્હોટાં શહેરો નદી કિનારેજ છે. જુના શહેરોમાંનું એક શહેર, ઇંદ્રપ્રહસ્થ, દિલ્હીની આસપાસ કયાંક હતું. પણ હવે તે રહ્યું નથી. બનારસ અથવા કાશી પણ ઘણું જુનું

શહેર છે. દુનિયાના સૌથી જુના શહેરોમાં તેની ગણત્રી થાય છે. અલ્હાબાદ, કાનપુર, પટના અને, ત્હને યાદ હશે એવાં, બીજાં પણ કેટલાંક શહેરો નદી કિનારેજ વસ્યાં છે. તેઓ બધાં બહુ જુનાં નથી, જો કે પ્રયાગ અથવા અલ્હાબાદ અને પટના, જે પાટલી પુત્ર કહેવાતું, તે સાધારણ જુનાં કહેવાય ખરાં.

ચીનમાં પણ આવાં પ્રાચીન કાળનાં ઘણાં શહેરો છે.



[ ૨૦ ]

# ઇજીપ્ત અને ક્રેટે.

પ્રાચીન કાળના શહેરો અને ગામડાંઓમાં કેવી જાતનાં માણસો વસતાં ? તેમના વિષે આપણે કેટલુંક તેમણે ચણાવેલ મ્હોટી ઇમારતો અને બીજાં બાંધકામ ઉપરથી જાણી શકીએ છીએ, વળી તેઓ શિલાલેખો પાછળ મૂકી ગયા છે, તેથી પણ ઘણું જાણવાનું મળે છે. તે ઉપરાંત આપણી પાસે કેટલાક ઘણા જુના ગ્રંથો રહ્યા છે, તે પણ આપણને તે દિવસોની ઘણી માહિતી આપે છે.

ઇજીપ્તમાં હજી પણ મ્હોટી પિરામિડો, "સ્ફિંક્ષ" ની મૂર્તિઓ, લક્ષરના ભવ્ય દેવળોના ખંડિયેરો અને બીજી પણ ઘણી જગાઓ કાયમ છે. ત્હેં તે બધી જોઇ નથી; પણ આપણે સુએઝની નહેરમાંથી પસાર થયા ત્યારે તે સર્વે આપણી નજીકમાં જ હતી. ત્હેં તેમનાં ચિત્રો તો જોયાં હશે અને કેટલાંક ચિત્રો ત્હારી પાસે રાખ્યાં પણ હશે. આ "સ્ફિંક્ષ"નું માથું સ્ત્રીના જેવું અને શરીર સિંહના જેવું હોય છે તેનો કદ ઘણો મ્હોટો હોય છે. તે શા માટે બનાવવામાં

આવી છે. અને તેની શી મતલબ છે, તે કોઇ પણ જાણતું નથી. સ્ત્રીના મ્હોં પર એક જાતનું વિચિત્ર મંદ સ્મિત ફરકતું જોવામાં આવે છે. તે સ્મિતિનો અર્થ કોઇ સમજી શકતું નથી. જે માણસને આપણે સમજી શકતા નથી, તે "સ્ફિંક્ષ" જેવો કહેવાય છે.

પિરામિડો પણ મ્હોટા આકારની હોય છે. તે ખરી રીતે ઇજીપ્તના "ફેરોઆ" કહેવાતા રાજાઓની કબરોજ છે. લંડનના "બ્રીટીશ મ્યુઝીઅમ" માં ઇજીપ્તના રાજાઓની મુમઇઓ એટલે મસાલાભરી જાળવી રાખેલ મડદાં જોયાં હતાં, તે ત્હને યાદ છે? મરી ગયેલ માણુસ કે પ્રાણીના શરીરમાં અમુક જાતનાં તેલ અને મસાલા ભરવાથી તેને સડી જતું અટકાવી શકાય છે. "ફેરોઆ" મરી જતા ત્યારે તેમના શરીરમાં આવા મશાલા ભરી તેમને આ મ્હોટી પિરામિડોમાં મુકવામાં આવતા. તેમની નજીક સોના રૂપાનાં આભુષણો રાચરચીલું અને ખાદ્ય પદાર્થો મૂકવામાં આવતાં. કેમકે, મૃત્યુ પછી પણ તેમને આ વસ્તુઓની જરૂર પડે છે, એમ મનાતું. બે ત્રણ વર્ષ પહેલાંજ કેટલાક માણુસોએ તુતમખામ નામના કોઈ ફેરોઆનું શરીર આવી એક પિરામિડમાંથી શોધી કાઢયું તેની પાસે ઘણી કિમ્મતી અને સુંદર ચીજો પડી હતી.

ઇજીપ્તમાં પણ તે વખતે ખેતી માટે પાણી લેવાને સુંદર નહેરો અને તળાવો બાંધવામાં આવતાં મેરિડુ નામનું તળાવ તેમાં મુખ્ય હતું. આથી જણાય છે

કે, જુના ઇજીપ્ત-નિવાસીઓ કેવા હુશીઆર અને આગળ વધેલા હતા! આવાં નહેરો, તળાવો અને પિરામિડો બાંધી જાણનાર કુશળ શિલ્પશાસ્ત્રીઓ ત્યારે હોવાં જ જોઇએ.

ક્રેટે અથવા કેન્ડિયાનો ન્હાનો ટાપુ ભૂમધ્ય સમુદ્રમાં છે. પોર્ટ સૈયદથી વેનિસ જતી વખતે આપણે તેને ઓળંગી ગયા હતા. આ ન્હાના બેટ પર જુના વખતમાં ઉત્તમ સંસ્કૃતિ વર્ત્તમાન હતી. ક્રેટેમાં નોસો ખાતે એક મ્હોટો મહેલ હતો; તેનાં ખંડિયર હમણાં પણ મોજુદ છે. આ મહેલમાં સ્નાનગૃહો તથા પાણીના નળ, જેને કેટલાક અજ્ઞાન માણસો નવી શોધ માને છે તે, હતાં. વળી સુંદર માટીનાં વાસણો, શિલ્પકામ, ચિત્રકળા, ધાતુ અને હાથીદાંતની ઉત્તમ કારીગરી વિગેરે ઘણું હતું. આ ન્હાના દ્વિપમાં માણસો રહેતાં અને ખૂબ ઉન્નતિ સાધતાં.

રાજા મીનો વિષે ત્હેં વાંચ્યું જ હશે. તે જે વસ્તુને અડકતો તે સોનાની બની જતી. આથી તે બહુ કષ્ટ પામતો હતો. તે ખાઇ પણ શકતો નહિ, કેમકે, તેનો ખોરાક સોનાનો બની જતો અને ખાવા માટે સોનું તે કંઈ કામ આવે? તેના લોભ માટે તેને આ શિક્ષા થઈ હતી. આ જો કે કલ્પિત વાર્ત્તા છે. પણ આપણને તે દેખાડે છે કે સોનું, માણસો જેટલી ધારે છે તેટલી, સુંદર કે ઉપયોગી વસ્તુ નથી જ. ક્રેટેના બધા રાજાઓ મીનો કહેવાતા અને આ વાત તેમાંના એક રાજાની હશે.

ક્રેટેની બીજી એક વાત પણ ત્હેં સાંભળી હશે તે વાત મીનોતોર નામના, અર્ધા માણુસ જેવા અને અર્ધા બળદ જેવા શરીરવાળા, રાક્ષસની છે. કહેવાય છે કે યુવાન સ્ત્રી-પુરૂષો આ રાક્ષસના ખોરાક માટે તેને અર્પવામાં આવતાં. મ્હેં ત્હને પહેલાં જ કહ્યું છે કે, ધર્મનો ખ્યાલ કોઇ અદૃશ્ય વ્યક્તિની ધાકને લઇને પેઠો, અને તે ધાકને વશ થઈ, આપણી આસપાસ બનતા કુદરતી બનાવોને સમજ્યા વગર, માણસો મૂર્ખાઈ ભર્યાં કામ કરવા લાગ્યાં.

સાવ સંભવિત છે કે, આ છોકરા અને છોકરીઓ કોઇ ખરા રાક્ષસને નહિ; પણ કોઈક કલ્પિત રાક્ષસને ચઢાવવામાં આવતાં, કેમકે રાક્ષસ જેવી કોઈ ચીજ કદી પણ દુનિયામાં હોય, એમ હું માનતો નથી.

તે સમયે આખી દુનિયામાં નરમેધ યજ્ઞ થતા, એટલે સ્ત્રી અને પુરૂષોને મારી અને લોકો પૂજતા હોય તેવા, કાલ્પનિક દેવોને ચઢાવવામાં આવતાં. ઇજીપ્તમાં જીવતી છોકરીઓને નાઈલ નદીમાં ફેંકવામાં આવતી, કારણ કે તેથી "પિતા નાઇલ" પ્રસન્ન રહે છે; એમ મનાતું!

સદ્‌ભાગ્યે, દુનિયાનો કોઇ ખૂણે ખાંચરે જવલ્લેજ બનતા બનાવ સિવાય, હવે આવા નરમેધ યજ્ઞો ક્યાંય થતા નથી. છતાં હજી લોકો દેવોને પ્રસન્ન કરવા માટે પશુઓને મારીને તેમને ચઢાવે છે જ આ કેટલી વિચિત્ર પૂજન વિધિ કહેવાય?

❧

[ ૨૧ ]

## હિંદુસ્થાન અને ચીન.

આપણે જોયું કે સંસ્કૃતિનાં શરૂઆત અને વિકાસ મેસોપોટામીઆ, ઇજીપ્ત અને ક્રેટના ન્હાના ટાપુમાં થયાં. તેજ આરસામાં ચીન તથા હિંદમાં પણ ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિનાં મંડાણ અને વિકાસ થયાં.

ચીનમાં, બધા દેશો માફક, લોકો મ્હોટી નદીઓની ખીણોમાં વસ્યાં. આ માણસો આપણે જેને મંગોલીઅન કહી ગયા હતા તેઓ પ્રથમ કાંસામાંથી અને પછીથી લોખંડમાંથી સુંદર વાસણો બનાવવા લાગ્યા. નહેરો અને સુંદર ઇમારતો બંધાઈ અને લેખન કળાની એક નવીજ પદ્ધતિની ઉત્પત્તિ થઇ આ એક જાતનું ચિત્રમય લખાણ હતું. દરેક શબ્દ, અને કેટલીક વાર એક ન્હાનું વાક્ય પણ એક ચિત્રનુંજ બનતું. આ ચિત્રમય લેખન પહેલાં ઇજીપ્ત, ક્રેટ અને બેબીલોનમાં પણ હતું. હમણાં તેને "ચિત્રલિપિ" કહેવામાં આવે છે આવાં લખાણ ત્હેં પ્રદર્શનની કોઇક



तळाव मध्यें बांदेलां मकान

ચોપડીમાં જોયાં હશે. ઇજીપ્તમાં અને બીજા પાશ્ચાત્ય દેશોમાં આવાં લખાણુ ફક્ત ઘણી જુની ઇમારતોમાં જોવામાં આવે છે. લાંબો વખત થયાં કોઇએ આ લિપિ વાપરી નથી. પણ ચીનની લિપિ હજી પણ ચિત્રોને મળતી જોવામાં આવે છે અને તે હિંદી કે અંગ્રેજીની જેમ ડાબીથી જમણી બાજુએ નહિ, તેમ ઉર્દુની માફક જમણીથી ડાબી બાજુઓયે નહિ, પણ ઉપરથી નીચેની હારમાં લખાય છે.

હિંદુસ્થાનના સૌથી જુના મકાનોના અવશેષો હજી પણ ઘણે ભાગે માટી અને ધુળથી દટાયલાં છે. જ્યાં સુધી કોઇક તેમને ખોદી ન કાઢે, ત્યાં સુધી તેઓ આપણી દૃષ્ટિથી બ્હારજ રહેશે. પણ ઉત્તરમાં કેટલાક ઘણા જુના ખંડેરો મળી આવ્યાં છે. આપણે એટલું તો જાણીએ છીએ કે ઘણાં વર્ષો પહેલાં, આર્યો હિંદમાં આવ્યા તેથીયે અગાઉ, અહિં દ્રાવિડો વસતા હતા અને સારી સંસ્કૃતિ ધરાવતા હતા. તેઓ બીજા દેશના માણસો સાથે વેપાર ચલાવતા અને પોતાનો ઘણો માલ મેસોપોટામીઆ અને ઇજીપ્ત મોકલાવતા. ખાસ કરીને ચોખા, મરી જેવો મસાલો અને બાંધ-કામમાં વપરાતું સાગનું લાકડું તેઓ દરિયાપાર મોકલાવતા કહેવાય છે કે મેસોપોટામીઆના ઉર નામના શહેરના કેટલાક પુરાણા મહેલો દક્ષિણ હિંદ-માંથી મોકલાવેલ સાગનાં લાકડાનાંજ બનાવવામાં આવ્યાં હતા. વળી એમ પણ કહેવાય છે કે સોનું,

મોતી, હાથીદાંત મોર અને લંગુર વાંદરાઓ હિંદુ-સ્થાનમાંથી પશ્ચિમના દેશો માટે ચઢતા. આથી આપણે જોઇએ છીએ કે હિંદુસ્થાન અને બીજા દેશો વચ્ચે તે દિવસોમાં પણ મ્હોટો વેપાર ચાલતો હતો. અને વેપાર તો પ્રજા સભ્ય હોય ત્યારેજ ચલાવી શકે.

ચીન અને હિંદુસ્થાનમાં ત્યારે ન્હાનાં ન્હાનાં રાજ્યો હતાં. એમાંથી એકકે દેશ કોઈ એકલી સત્તા હેઠળ નહોતો. થોડાં ગામડાં અને ખેતરો સાથેના એક શહેરનું જુદું જ રાજ્ય હતું. આ શહેરી–સંસ્થાનો કહેવાતાં. તે વખતે પણ ઘણાં ખરાં શહેરો પ્રજાસત્તાક હતાં. તેમાંનો કોઈ રાજા નહોતો: પણ લોકોથી ચુંટાયેલ ‘ પંચાયત ’ રાજ્ય કરતી. કેટલાકોની રાજધાની જુદી હતી. આ સંસ્થાનોની રાજસત્તા જુદી હોવા છતાં, તેઓ ઘણીવાર પોતપોતામાં સહકાર કરી, એકમેકને મદદ કરતા. કેટલીકવાર એક મ્હોટું રાજ્ય બીજા ન્હાનાં રાજ્યોનું અગ્રેસર બનતું.

ચીનમાં આવાં ન્હાનાં રાજ્યો એક મ્હોટા રાજ્યમાં સમાઈ ગયાં અને તેનું સામ્રાજ્ય બન્યું. આ સામ્રાજ્યના વખતમાં જ ચીનની મહાન દિવાલ બંધાઈ. આ જબરજસ્ત દિવાલ વિષે ત્હેં વાંચ્યું તો હશે. બીજી મંગોલીઅન ટોપીઓને ચીનમાં દાખલ થતી અટકાવવાને આ દિવાલ દરિયામાંથી તે ઉત્તરના પર્વતો સુધી બાંધવામાં આવી છે. તે ૧૪૦૦ માઈલ લાંબી,

૨૦ થી ૩૦ ફુટ ઉંચી અને ૨૫ ફુટ પહોળી છે. તેમાં થોડે થોડે અંતરે કિલ્લા અને બુરજો બાંધેલાં છે. જો આવી દિવાલ હિંદુસ્થાનમાં બાંધીએ તો તે ઉત્તરે લાહોરથી કરીને દક્ષિણે છેક મદ્રાસ લગી પહોંચે! તે મહાન દિવાલ આજે પણ ઉભી છે, અને જ્યારે તું ચીન જઈશ, ત્યારે જોઇ શકીશ.



[ ૨૨ ]

## સમુદ્રયાત્રા અને વેપાર.

જુના વખતના બીજા ધ્યાન ખેંચે એવા લોકો, ફીને-શીઅન હતા. તેઓ યાહુદી અને આરબની જાતનાજ હતા અને ખાસ કરીને એશીઆ માઈનર એટલે તુર્કસ્થાનના પશ્ચિમ કિનારા પર રહેતા ભૂમધ્ય સમુદ્રને કિનારે તેમના એકર, ટીર, અને સિડોન નામનાં શહેરો હતાં. તેઓ વેપાર અર્થે લાંબી યાત્રાઓ કરવા માટે પંકાયલા હતા. તેઓ આખા ભૂમધ્ય સમુદ્રમાં અને છેક ઈંગ્લાંડ સુધી, દરીઆ રસ્તે જતા હિંદમાં પણ કદાચ તેમનાં પગલાં થયાં હોય.

અહિં બે મહાન કાર્યોની શરૂઆત આપણે જોઇએ છીએ, સમુદ્રયાત્રા અને વેપાર આ બન્ને કાર્ય એક બીજાને મદદ કરે છે. તે સમયમાં, તું આજે જુએ છે તેવી, સુંદર આગબોટો કે નૌકાઓ બિલ્કુલ નહોતી. સૌથી પહેલી હોડી તો ઝાડના મ્હોટા થડને પોલું કરી, તેની બનાવવામાં આવી હશે. તે ચલાવવા માટે હલેસાં વપરાતાં અને કદીક પવન વાળવા માટે શઢનો ઉપયોગ કરવામાં આવતો. સમુદ્રની મુસાફરી ત્યારે

ઘણી રસિક અને રોમાંચક હતી. ન્હાનકડી હોડીમાં ફક્ત હલેસાં અને શઢની મદદથી અરબી સમુદ્ર ઉલ્લંઘવાનું કામ કેવું હશે; તે ત્હું કલ્પી લે ! તેમાં હરવા ફરવા માટે ભાગ્યેજ હશે. થોડોએક પવન તેને હીલાવી-ડોલાવી મૂકતો હશે અને ઘણી વાર તો તે ડુબી પણ જતી હશે. ખુલ્લા દરિયામાં હોડીથી સફર કરવાનો સાહસ ફક્ત બહાદુર પુરૂષોજ કરી શકતા. દરિયો જોખમોથી ભરપુર હતો અને કેટલાક મહિના-ઓના મહિના સુધી તેમને ધરતી માતાનાં દર્શન થતાં નહિ, જો ખોરાક ખુટી પડે, તો માછલાં અને કોઈ પક્ષી પકડી ઉપયોગમાં લેતા. તે સિવાય દરિયા વચ્ચે કશી ચીજ મળી શકતી નહિ. દરિયો સાહસ અને ચમત્કારોથી ભર્યો હતો. જુના વખતના ખલાસીઓની અને દરિયામાં બનેલ અનેક અદભુત બનાવોની ઘણી વાતો પ્રચલિત છે.

પણ એ બધાં જોખમ છતાં માણસો દરિયાપારની મુસાફરીએ જતાં થોડાએક સાહસિક જીંદગી ગાળ-વાના તેમના પ્રેમને લઇને ગયા હશે; પણ ઘણાખરા તો તેમના સુવર્ણ અને પૈસા ઉપરના પ્રેમને લઇને આવી મુસાફરીઓ કરતા, કેમકે તેઓ વેપાર માટે, એટલે માલ ખરીદવા અને વેચવા માટે જતા અને પૈસો કમાતા.

વેપાર શું છે અને તે કેમ શરૂ થયો ? આજે મ્હોટી દુકાનો ત્હારી નજરે પડે છે અને ત્હને જોઈતી વસ્તુ ત્હું ઝટ તેમાં જઈ ખરીદી શકે છે. પણ એ બધી

ચીજો આવે છે ક્યાંથી, તેનો ત્હેં કદી વિચાર કર્યો છે ? અલ્હાબાદની એક દુકાનેથી ત્હું ઉનની શાલ ખરીદે, પણ તે છેક કાશ્મીરથી આવી હોય અને તેનું ઉન ત્યાંના પર્વતો પરના ઘેટાંઓના શરીર પર ઉગ્યું હોય. ત્હું દંતમંજન ખરીદે, તે આગબોટો અને આગગાડીઓમાં ચડીને છેક અમેરિકાથી આવ્યું હોય. તેવીજ રીતે ચીન, જાપાન, પારિસ અને લંડનથી આવેલ ચીજો ત્હું ખરીદી શકે. બજારમાં વેચાતો પરદેશી કાપડનો એક ટુકડો જો ! તેનું કપાસ હિંદુસ્થાનમાં ઉગ્યું અને તે ઈંગ્લાંડ મોકલવામાં આવ્યું એક મ્હોટા કારખાનાએ તે લઇ લીધું, તેને સાફ કર્યું, તેનું સુતર બનાવી અને કપડું વણ્યું. પછી તેજ કપડું પાછું હિંદુસ્થાનમાં આવ્યું અને બજારમાં વેચાયું. વેચાયા પૂર્વે તેણે કેટલા હજાર ગાઉઓની આમ તેમ મુસાફરી કરી ? હિંદુસ્થાનમાં ઉગેલ રૂ છેક વિલાયત જાય અને ત્યાંથી તેનું કાપડ બનીને અહિં આવે એ વાત કેવી ગાંડાઇભરેલી લાગે છે ? તેથી સમય, શકિત અને દ્રવ્યનો કેટલો નિરર્થક વ્યય થાય છે ? એજ કપડું જો હિંદુસ્થાનમાંજ બને તો કેટલું સસ્તુ અને સારૂં થઇ શકે ! ત્હું જાણે છે કે આપણે પરદેશી કપડું વાપરતા નથી અને ખાદી પહેરીએ છીએ; કારણ કે જ્યાં સુધી બને ત્યાં સુધી સ્વદેશમાંજ બનતી વસ્તુઓ ખરીદવામાં ડહાપણ છે, વળી આપણા ખાદી ખરીદવાથી, કાંતનાર અને વણનાર ગરીબ વર્ગને મદદ થાય છે.

આમ વેપાર હવે ઘણો અટપટો થઈ ગયો છે. મ્હોટી મ્હોટી આગબોટો હમ્મેશાં એક દેશથી બીજા દેશમાં માલ ઉપાડી જાય છે આગળ આવી રીતે નહોતું.

દુનિયામાં માણસો વસ્યાં તે અરસામાં, વેપાર ન જેવો હતો. માણસને જે કંઇ જોઈતું તે તેણે જાતે મેળવી અગર બનાવી લેવાનું હતું. અલબત્ત; ત્યારે તેની જરૂરીઆતો ઓછીજ હતી. તે પછી, હું આગળ કહી ગયો છું તેમ, ટોળીઓમાં કામના વિભાગ પડયા માણસો જુદાં જુદાં કામ કરવા લાગ્યા. અને જુદી જુદી વસ્તુઓ બનાવતા થયા. ઘણી વખતે એક ટોળી પાસે એક ચીજનો અને બીજી ટોળી પાસે બીજી કંઈ ચીજનો પુષ્કળ જથ્થો થઈ જતો. આથી તેમને તે ચીજોની અદલા બદલી કરવાની જરૂર પડતી. દાખલા તરિકે, એક ટોળી બીજી ટોળીને એક ગાય આપી તેના બદલામાં અનાજની એક ગુણી લેતી. તે વખતમાં પૈસો તો હતોજ નહિ. ચીજોનો આવી વિનિમય, એટલે અદલો બદલો થઈ શકતો. આમ વિનિમયનો આરંભ થયો, જો કે તેથી અગવડ તો બહુ પડતી હશે. એક ગુણી અનાજ લેવા માટે એક ગાય કે બે ઘેટાંને, અનાજવાળાને ત્યાં. હાંકી જવા પડતાં હશે, છતાં વેપાર તો ખીલ્યો જ.

સોનું અને રૂપું જ્યારે મળી આવ્યું ત્યારે લોકો તે વેપારમાં વાપરવા લાગ્યા. સોના કે રૂપાને ઉપાડી જવાનું કામ સહેલું હતું. આથી જાતે દહાડે

દરેક વસ્તુ માટે સોનું કે રૂપું ચુકાવવાની પ્રથા પડી ગઈ. જે માણસે આ પ્રથા ચાલુ કરી, તે ખરેખર ઘણો જ બુદ્ધિમાન હોવો જોઈએ. આ સોના રૂપાના ઉપયોગે વેપારને વધુ સરળ બનાવ્યો. ત્યારે હજી હાલના જેવાં સિક્કા થયા નહોતા. સોનાને ત્રાજવામાં તોળી અને સામા માણુસને આપવામાં આવતું. ઘણા કાળ પછી સિક્કા બન્યા અને તેથી વેપાર અને વિનિમય હજી વધારે સરળ બન્યો. પછી તોળવા કરવાની જરૂર જ ન રહી; કેમકે સિક્કાની કિમ્મત સર્વે જાણતા હતા. હવે પૈસો દરેક સ્થળે વપરાય છે. પણ આપણે એટલું ખાસ સમજવાનું છે, કે પૈસો પોતે કંઈ સારી ચીજ નથી. તેનાથી આપણને જોઇતી ચીજો મળે છે. પૈસો વિનિમય કરવામાં આપણને મદદ કરે છે, એટલું જ. મીનો રાજાની વાત ત્હને યાદ હશે. તેની પાસે સોનું તો ઘણું હતું, પણ ખાવાને કંઈ જ નહોતું.

આજે પણ ગામડાંઓમાં લોકો વિનિમય જ કરે છે, અને પૈસા વાપરતા નથી; પણ મુખ્યત્વે તો પૈસા જ વપરાય છે, કેમકે, તેથી સગવડ બહુ પડે છે. કેટલાક મૂર્ખ લોકો પૈસાને જ સારી વસ્તુ માને છે અને તે ખરચવાને બદલે એકઠું કરી સંઘરી મૂકે છે. આ બતાવે છે કે, તેવા માણસો પૈસો કેમ દાખલ થયો અને તે ખરી રીતે શું છે, તે સમજતા જ નથી.

[ ૨૩ ]

## ભાષા, અક્ષર અને અંક

જુદી જુદી ભાષાઓ અને તેમના એક બીજા સાથેના સંબંધની ચર્ચા આપણે આગળ કરી ગયા છીએ. પણ એ ભાષાઓ ઉત્પન્ન કેમ થઈ હશે તેનો થોડો વિચાર કરીએ.

આપણે જોઇએ છીએ કે પ્રાણીઓ પણ કેટલાક શબ્દો વાપરે છે. સાદી વાતો માટે વાંદરાઓ અમુક જાતની ચીસો પાડીને શબ્દ કરે છે. કેટલાંક પ્રાણીઓ પોતે ભયમાં હોય અને બીજાઓને ભયથી ચેતવવા હોય, ત્યારે વિચિત્ર પ્રકારની બૂમો મારે છે.

મનુષ્યની ભાષા પણ કદાચ આવી રીતે શરૂ થઈ હશે. સૌથી પહેલાં ભય અને ચેતવણીની બૂમોનો આરંભ થયો હશે. પછી જેને હોકારા કહે છે તે ચાલુ થયા હોવા જોઇએ. જ્યારે થોડા માણસો એકઠા થઈ કામ કરે છે ત્યારે આવા હોકારા કરવાનો નિયમ છે. લોકોને કોઈ ચીજ સાથે મળીને ખેંચતાં કે ભારી વજન ઉંચકતાં ત્હેં જોયા નથી? તે વખતે તેઓ

હોકારા કરે છે. એમ જણાય છે કે, બધાના સાથે બૂમ મારવાથી તેમને જરા મદદ થાય છે. આ બૂમો જ પહેલ વહેલી મનુષ્ય ભાષા તરિકે બહાર આવી હશે.

ધીમે ધીમે પાણી, દેવતા, ઘોડો, રીંછ, એવા સાદા શબ્દો દાખલ થયા હશે. પહેલાં ફક્ત નામ જ હશે અને ક્રિયાપદ નહિ બોલાતાં હોય. જો કોઈ માણસ “મ્હેં રીંછ જોયું!” એમ કહેવા માગતો હોય, તો તે બાળકની માફક તે દિશામાં આંગળી ચીંધી અને “રીંછ” એટલું જ કહેતો હશે. તે વખતે વધારે વાતચીત પણ ભાગ્યે જ થઈ શકતી હશે.

ભાષા વિકસતી ગઈ. ટુંકાં વાક્યો અને પછી લાંબાં વાક્યો થયાં. કોઈ પણ વખતે જુદા જુદા માણસોની એક જ ભાષા નહોતી, તેમ તે વખતે ઘણી ભાષાઓ પણ નહોતી. મ્હેં પહેલાં કહ્યું છે તેમ શરૂઆતમાં થોડી ભાષાઓ હતી, જેનો પાછળથી અનેક ભાષાઓમાં વિસ્તાર થઈ પડયો.

આપણે હમણાં વાત કરીએ છીએ તે, સંસ્કૃતિની શરૂઆતના, દિવસોમાં ભાષાનો ઘણો વિકાસ થઈ ગયો હતો. ગીતો પણ રચાયાં હતાં અને ભાટ ચારણ તથા ગવૈયાઓ તે ગાતા હતા. તે વખતે પુસ્તકો કે બીજું કંઇ લખાતું નહિ, એટલે માણસોને ઘણું મ્હોઢે રાખવું પડતું. પદ્યો અને કવિતાઓ સહેલાઇથી યાદ રહી શકે છે. આથી આપણે જોઇએ છીએ કે કવિતા

અને ગીતો, જ્યાં સંસ્કૃતિનાં પ્રથમ મંડાણ થયાં તેવા દેશોમાં ઘણાં પ્રચલિત હતાં.

ગવૈયા અને ભાટ ચારણો મૃત્યુ પામેલ વીરનરોનાં યશોગાન ગાવાનાં બહુ શોખીન હતા. તે વખતના લોકોને યુદ્ધનો બહુ રસ હતો. તેથી આ ગીતો રણક્ષેત્રની શૂરવીરતાના બન્યાં. આ આપણે હિંદુસ્થાન અને બીજા દેશોમાં જોઈ શકીએ છીએ.

લેખનકળાની શરૂઆત પણ ઘણી રસિક હતી. ચીનાઈ લિપિનો મ્હેં ઉલ્લેખ કર્યો છે. બધાં લેખનો ચિત્રોથી જ શરૂ થયાં હશે. જે માણસો 'મોર' વિષે કંઇ કહેવા ઇચ્છયું હશે, તેણે મોરનું ચિત્ર કાઢયું હશે. જો કે આવી રીતે કંઈ વધારે લખી શકાતું નહિ; પણ આ ચિત્રો ધીમે ધીમે સાદાં રૂપ પકડતાં ગયાં. ઘણા વખત પછી બારાખડીનો વિચાર ઉદ્ભવ્યો અને તે પ્રચલિત થઈ બારાખડીએ લખવાનું કામ સાવ સહેલું કરી દીધું અને ઉન્નતિમાં ઘણી ઝડપ આણી.

આંકડાઓ અને હિસાબની એક ભારે શોધ કહેવાઈ હશે. સંખ્યાની મદદ વગર કોઈ પણ જાતનો વેપાર કેમ થઈ શકે, તે કલ્પવું મુશ્કેલ છે. જે માણસે અંકની શોધ કરી હશે તે ખરેખર મહાશક્તિવાળો અને બુદ્ધિશાળી હશે. યુરોપમાં પહેલવહેલા આંકડા ગુંચવણ ભર્યા હતા. તે 'રોમન અંક' વિષે તું જાણતી હોઇશ: I II III IV V VI VII VIII IX X વિગેરે. આ કેટલા અટપટા છે? હાલ બધી ભાષા-

ઓમાં જે અંક વપરાય છે, તે ઘણા સરળ છે. હું, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, એ આંકડાની વાત કરૂં છું. આ 'અરબી-અંક' કહેવાય છે, કારણ કે, યુરોપના વતનીઓ આ પ્રથમ અરબસ્તાનમાંથી શીખ્યા; પણ આરબો પોતે તો હિંદુસ્થાનમાંથી શીખી ગયા હતા, એટલે તેમને "હિંદી અંક" કહેવાનું વધુ ઉચિત થઈ પડશે.

પણ હું બહુ આગળ નીકળી ગયો. આપણે હજી આરબો સુધી આવ્યા નથી.



[ ૨૪ ]

# લોકોના વિવિધ વર્ગો.

છોકરા, છોકરીઓ અને મ્હોટાંઓને પણ હાલ ઇતિહાસ વિચિત્ર રીતે શીખવવામાં આવે છે. તેઓ રાજા અને બીજાઓનાં નામ, લડાઇની તારીખો અને એવું એવું શીખે છે. પણ ઇતિહાસ ફક્ત લડાઈઓ અને, જેઓ રાજા અને સરદારો થયા હતા, તેવા થોડા લોકોના વર્ણનમાં સમાઈ જતો નથી. ઈતિહાસમાં તો તે વખતના લોકો વિષે હોવું જોઇએ. તેઓ કેવી રીતે રહેતા, શું કામ કરતા અને શું વિચારતા ? ઇતિહાસે તેમનાં સુખ દુઃખ, તેમની મુશ્કેલીઓ અને તે તેમણે કેમ દૂર કરી, તે વિષે આપણને કહેવું જોઇએ. જો આ રીતે આપણે ઇતિહાસ શીખીએ, તો તેમાંથી ઘણું જાણી શકીએ. આપણા ઉપર એવીજ જાતનાં દુઃખ અને મુશ્કેલીઓ આવી પડે, તો તે દૂર કરવામાં આપણને ઇતિહાસનું વાંચન મદદ કરે. ખાસ કરીને ભૂતકાળના ઇતિહાસથી આપણે જાણી શકીએ, કે અત્યારે માણસો સુધારા પર છે કે બગાડા પર ? કંઇ ઉન્નતિ સધાય છે કે નહિ ?

અલબત્ત, પ્રાચીનકાળના વીરપુરૂષો અને વીરાંગનાઓનાં જીવનચરિત્રોથી આપણે વાકેફ રહેવું જોઇએ; પણ સાથે સાથે તે વખતના જુદા જુદા લોકોની સ્થિતિ કેવી હતી, તે જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ.

મ્હેં ત્હને ઘણા પત્રો લખ્યા છે. આ ચોવીસમો પત્ર છે. પણ અત્યાર લગી તો આપણે જે વખત વિષે વધુ જાણીતું નથી, તે જુના વખતની જ ચર્ચા કરી છે. આ ભાગ્યે જ ઇતિહાસ કહેવાય. આપણને જો ઠીક જણાય, તો તેને ઇતિહાસનો આરંભ કે ઇતિહાસનો ઉષાકાળ કહી શકીએ.

હવે તરતમાં આપણે છેવટના કાળનો વિચાર કરીશું. તેના વિષે આપણે વધુ જાણીએ છીએ અને તેને ઐતિહાસિક કાળ કહી શકીએ તેમ છીએ.

પણ આપણે તે જુની સંસ્કૃતિના કાળને છોડી જઇએ, તે પહેલાં તેમાં એક બીજું ડોકીયું કરીએ અને ત્યારે કેવી જાતના માણસો રહેતા હતા, તે જોઇએ.

શરૂઆતની ટોળીઓમાં માણસોએજ જુદી જુદી જાતનાં કામ કરવાનું કેમ આરંભ્યું, તે આપણે જોઈ ગયા છીએ. ત્યારે કામ અથવા મહેનતના વિભાગ થયા. ટોળીનો વડો, મુખી પોતાના કુટુંબને બીજાંઓથી જુદું કરી અને માત્ર વ્યવસ્થાનું કામ કરવા

લાગ્યો. તે, આપણે જોયું તેમ, ઉચ્ચ કોટિનો માણસ થઈ પડયો અને તેનું કુટુંબ બીજા લોકોથી જુદાજ વર્ગનું થઈ ગયું. આમ લોકોના બે વર્ગ પડયા. એક વર્ગ વ્યવસ્થા જાળવતો અને હુકમ ચલાવતો; બીજો વર્ગ ખરેખરૂં કામ કરતો. વ્યવસ્થાપક–વર્ગના હાથમાં સત્તા વધારે હતી અને તે વર્ગ તેનો ઉપયોગ પોતાના માટે બને તેટલી વધારે વસ્તુઓ પડાવી લેવા માટે કરતો. આથી તે, બીજા કામ કરનાર વર્ગ પાસેથી વધારે ને વધારે લઈને, પૈસાદાર બન્યો.

અને તેથી જેમ કામના વિભાગ વધતા ગયા, તેમ લોકોના વર્ગો પણ વધતા ગયા. બીજી તરફ રાજા, તેનું કુટુંબ અને કચેરીના માણસો થયા. તેઓ દેશની વ્યવસ્થા જાળવવાનું અને તેને માટે લડવાનું કામ કરતા. બીજું કંઈ પણ કામ તેઓ કરતા નહિ.

પછી પુરોહિતો, દેવળો અને દેવળના બીજા સંચાલકો થયા. તેઓ તે વખતે ઘણા મહત્વના લોકો ગણાતા. તેમનાં કામ આપણે હવે પછી જોઇશું.

ત્રીજા વેપારીઓ હતા. તેઓ એક દેશનો માલ બીજા દેશમાં લઈ જતા, ખરીદી અને વેચાણ કરતા અને દુકાનો માંડતા.

ચોથા કારીગરો થયા. આ લોકો બધી ચીજો બનાવતા. કાંતતા, વણતા, કુંભારકામ કરતા, પિત્ત-

ળની, સોનાની અને હાથીદાંતની વસ્તુઓ બનાવતા. ઘણુાખરા કારીગરો શહેરોમાં અથવા શહેરો નજીક રહેતા, તેમ ગામડાંઓમાં પણ રહેતા.

છેલ્લે ખેડુત અને મજુરવર્ગ હતો. તે ખેતરોમા અને શહેરોમાં કામ કરતો. આ અલબત્ત, મ્હોટામાં મ્હોટો વર્ગ હતો. આ વર્ગ પાસેથી જ બીજા બધા વર્ગોના લોકો કંઈ ને કંઈ પડાવી લેવાનો હમેશાં પ્રયત્ન કરતા.



[ ૨૫ ]

## રાજાઓ, મંદિરો અને પુરોહિતો

છેલ્લા પત્રમાં આપણે જોયું કે લોકોનાં પાંચ વર્ગ બંધાયા. ખેડુત અને મજુરોનો વર્ગ સૌથી મ્હોટો હતો. ખેડુતો જમીન ખેડતા અને અનાજ પેદા કરતા. જો ખેડુત વર્ગે તેમ ન કર્યું હોત અને બીજા કોઇએ પણ જમીન ન ખેડી હોત, તો ખોરાક થાત નહિ, અથવા બહુજ થોડો થાત. આથી ખેડુત સમાજનો મહત્વનો અંગ હતો. તેમના વિના દરેક જણને ભૂખે મરવાનો વખત આવ્યો હોત. મજુરો પણ ખેતરોમાં અને શહેરોમાં ઉપયોગી કામ કરતા હતા. પણ આ લોકો આવું જરૂરી કામ કરતા અને બધા વર્ગોને ઉપયોગી હતા છતાં, તેમને સૌથી થોડુંજ પ્રાપ્ત થતું. તેમની ઘણીખરી ઉપજ બીજાઓ પાસે, ખાસ કરીને રાજા અને ઉમરાવ વર્ગ પાસે જતી.

રાજા અને તેનો વર્ગ આપણે જોયું તેમ બહુ સત્તાવાળો હતો. ટોળીઓના આરંભકાળમાં જમીન એક વ્યક્તિની નહિ પણ આખી ટોળીની હતી, પણ

બાદશાહી વર્ગ જેમ સત્તામાં વધતો ગયો, તેમ જમીનને પોતાની ગણીને દબાવતો ગયો. તેઓ જમીનદાર, એટલે જમીનના માલેક થઈ બેઠા અને ખેડુતવર્ગ જે ખેતરોનું બધું સખત કામ ઉઠાવતો, તે એક રીતે તેમનો ગુલામ થઇ પડયો. જમીનમાંથી ખેડુત જે કંઇ ઉપજાવતા, તેના ભાગ પાડવામાં આવતા અને સૌથી મ્હોટો ભાગ જમીનદારને ફાળે જતો.

કેટલાંક મંદિરોના તાબામાં જમીન હતી તેથી તે પણ જમીનદાર કહેવાતાં.

હવે આ મંદિરો અને તેમાંના પુરોહિતો શું હતાં, તે આપણે જોઇએ. મ્હારા આથી અગાઉના એક પત્રમાં મ્હેં જણાવ્યું છે, કે પહેલાંના જંગલી માણસો અનેક વાતો ન સમજતા અને જે ન સમજતા તેથી ડરતા. આમ ધર્મ અને ઈશ્વરનો ખ્યાલ પેઠો હતો. તેમણે દરેક ચીજ, નદી, પર્વત, સુરજ, ઝાડ, પ્રાણી અને દેખાય નહિ પણ કલ્પાય એવાં દેવ–દેવીઓ બનાવ્યાં. ડરને લીધે તેઓ એમજ માનતા કે દેવો તેમને દંડ દેવા માગે છે. તેમના દેવો તેમના જેવાજ કર્કશ અને ક્રૂર હતા અને લોકો તેમને હવનો વડે તૃપ્ત કરવાનો અને ખુશી કરવાનો પ્રયત્ન કરતા.

આ દેવો માટે મંદિરો બંધાયાં. મંદિરની અંદર એક ખાસ જગા રાખવામાં આવતી, તેને 'પુણ્યભૂમિ' કહેવામાં આવતી. અને ત્યાંજ દેવને તેઓ પૂજતા

હોય તેની મૂર્તિ રાખવામાં આવતી. તેઓ જેને જોઈજ ન શકતા હોય તેને પૂજી તો શકે નહિ. તેમ કરવું મુશ્કેલ છે. બાળક પોતે જે વસ્તુ જોય છે, તેજ કલ્પનામાં ઉતારી શકે છે. જુના કાળના માણસો કંઈક બાળક જેવાં જ હતાં અને તેઓ મૂર્તિ વિના પૂજા કરી શકે એમ નહોતું. તેમણે મંદિરોમાં મૂર્તિઓ મૂકી. વિચિત્ર વાત તો એ છે, કે આ મૂર્તિઓ મુખ્યત્વે કરીને બહુ ભયંકર, જાનવરો જેવી કે અર્ધાં જાનવર અને અર્ધાં મનુષ્ય જેવી હતી. ઈજીપ્તમાં એક વખતે બિલાડી પૂજાતી અને પછી, હું ધારૂં છું કે, વાંદરો પૂજાતો. લોકોને આવી બિહામણી મૂર્તિઓની પૂજા શા માટે કરવી જોઈએ, તે સમજાતું નથી. જો મૂર્તિજ પૂજવાની હોય, તો તેને સુંદર કાં ન બનાવવી ?: પણ કદાચ દેવો એટલે ડરાવનારી વસ્તુ, એવા ખ્યાલથી આવી ત્રાસજનક આકૃતિઓ બનાવવામાં આવી હશે.

તે વખતે માણસોને, હમણાં ઘણાંને છે તેવો, એકજ ઇશ્વર કે એકજ મહાન શક્તિનો ખ્યાલ નહોતો. તેઓ માનતા કે દેવો અને દેવીઓ મ્હોટી સંખ્યામાં છે અને કદીક તેઓ આપસઆપસમાં લડી પણ પડે છે. જુદાં જુદાં શહેરો અને દેશોમાં જુદા જુદા દેવોનું પૂજન થતું.

મંદિરો ગુરૂઓ અને ગુરૂપત્નીઓથી ભરપુર હતાં. મુખ્ત્વે કરીને, આ પુરોહિતો ભણેલા અને બીજાઓ કરતાં વધારે વિદ્વાન હતા. આથી તેઓ રાજાઓના મંત્રીઓ થયા. ગ્રંથો ત્યારે બ્રાહ્મણો લખતા અને

તેમની નકલો ઉતારતા. જ્ઞાનને લીધે તેમની ગણના તે વખતના ડાહ્યા માણસોમાં થતી. તેઓ વૈદુ પણ જાણતા ઘણીવાર પોતાનો પ્રભાવ લોકોપર પાડવા માટે તેઓ કેટલીક હાથચાલાકી કરતા. માણસો બહુ ભોળા અને અજ્ઞાન હતા. તેઓ પુરોહિતોને જાદુગર સમજતા અને તેમનાથી ડરતા રહેતા.

વળી પુરોહિતો લોકોની જીંદગી સાથે દરેક રીતે ભળી ગયા હતા. તેઓ શાણા હોવાથી, દરેક જણ સંકટ કે માંદગીને વખતે તેમની પાસે જતું. લોકોના મ્હોટા તહેવારોની ગોઠવણ તેઓ કરતા. તે વખતે સામાન્ય જનતા માટે પંચાંગ તો હતાં નહિ, આથી પુરોહિતોજ વાર–તહેવારોનો હિસાબ રાખતા.

પુરોહિતો ઘણીવાર લોકોને ભ્રમમાં નાખી, ઉંધે રસ્તે દોરતા પણ ખરા, પરંતુ સાથે તેઓ મદદ પણ કરતા અને લોકોને ઉન્નત કરવાનો પ્રયાસ કરતા.

લોકો પ્રથમ શહેરોમાં આવીને વસ્યા ત્યારે, રાજાને બદલે આ પુરોહિતોજ રાજ્ય ચલાવતા હોય, એવું સંભવે છે. પાછળથી રાજા આવ્યો અને પુરોહિતને પદભ્રષ્ટ કર્યો; કારણ કે તે લડવામાં પુરોહિત કરતાં વધારે કુશળ હતો. કેટલેક સ્થળે, ઇજીપ્તના 'ફેરોઆ' માફક, એક જ જણ રાજા અને પુરોહિત બનતો. "ફેરોઆ" જીવતા હોય ત્યારે અર્ધા દેવ ગણાતા અને મરી ગયા પછી તો દેવની માફકજ પૂજાતા.

❋

[ ૨૬ ]

## પુનરાવલોકન

મ્હારા પત્રોથી હવે ત્હું છેક કંટાળી નથી ગઈ? મ્હને જણાય છે કે હવે ત્હને થોડો આરામ મળવો જોઇએ, એટલે કેટલોક વખત હું ત્હને કંઇ નહિ લખું. આપણે જે કંઈ ચર્ચા કરી છે, તેના પર વિચાર કરવાની ભલામણ કરૂં છું. થોડા જ પત્રોમાં આપણે કોટાનકોટિ વર્ષોની આરપાર ધસી આવ્યા. પૃથ્વી સૂર્યનો એક ટુકડો હતો, તે છુટી થઈ અને ધીમે ધીમે ઠરી ગઈ, તે આપણે જોયું. પછી ચંદ્ર ફૂટી નીકળ્યો. અનેક કાળાંતરો સુધી પૃથ્વી પર કયાંય ચૈતન્ય ન્હોતું. પછી કરોડો વર્ષોના ગાળામાં (કરોડો વર્ષોનો ગાળો કેટલો મ્હોટો કહેવાય, તેનો ત્હને ખ્યાલ આવે છે?) ધીમેથી જીવનની શરૂઆત થઈ. કરોડો વર્ષોના કાળનો અનુમાન કરવો અતિશય કઠણ છે. ત્હું ફક્ત દશ વર્ષની થઇ, તેમાં તો કેટલી મ્હોટી લાગે છે? જાણે એક ન્હાની સન્નારી થઈ ગઈ; નહિ વારૂ? ત્હને સો વર્ષ એ ઘણો લાંબો કાળ જણાતો હશે અને હજાર વર્ષનું તો પૂછવું જ શું? એવાં

સો હજાર વર્ષોનાં, એક લાખ વર્ષ થાય! મ્હને લાગે છે કે આ આપણા ન્હાનકડા મગજમાં બરાબર ઉતરે તેમ નથી. આપણે પોતાની જાતને ઘણી મહત્વની કલ્પીએ છીએ. ન્હાની ન્હાની બાબતો આપણને ચિંતા કરાવે છે અને ચીડાવે છે; પણ સૃષ્ટિના આ લાંબા–લાંબા ઇતિહાસમાં આ ક્ષુદ્ર બનાવોનો તે શો હિસાબ? આ મહાન ઇતિહાસ વાંચવાથી અને શીખવાથી આપણને ફાયદો થશે, કેમકે પછી આપણે નજીવી બાબતો માટે ઉપાધિ કરીશું નહિ.

કોઇ પણ જીવનું અસ્તિત્વ નહોતું એવા, લાંબા–લાંબા વખતને આપણે યાદ કરીએ અને પછી જ્યારે ફક્ત સમુદ્રનાં પ્રાણીઓજ હતાં, તે દીર્ઘકાળને સંભારીએ. પૃથ્વીભરમાં કોઇ માણસ જ ન મળે! પશુઓ આવીને લાખો વર્ષો સુધી ભટકવા લાગ્યાં. તેમનો શિકાર કરનાર કોઈ માણસ નહોતું. આખરે માણસ થયો; પણ તે ક્ષુદ્ર, દુર્બળ અને ન્હાનો હતો. હજારો વર્ષો દરમ્યાન, તે ધીમે ધીમે વધારે બળવાન અને હુશીઆર બનતો ગયો અને છેવટે પૃથ્વી ઉપરનો સર્વોત્તમ પ્રાણી બન્યો. બીજાં બધાં પ્રાણીઓ તેના નોકર કે ગુલામ બની, તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તવા લાગ્યાં.

પછી આપણે સંસ્કૃતિના વિકાસ સમિપ આવીએ છીએ. આપણે તેની શરૂઆત તો જોઈ ચુકયા છીએ. તેનો છેવટનો વખત તપાસવાનું બાકી રહ્યું છે. પણ

હવે કંઇ આપણને કરોડો વર્ષોની વાત કરવાની રહી નથી. આપણા કાગળોમાં આપણે એવા કાળ નજીક પહોંચી આવ્યા છીએ, કે જે ફક્ત ચાર–પાંચ હજાર વર્ષનો જુનો છે. પણ આ ચાર–પાંચ હજાર વર્ષોના બનાવો વિષે આપણે પેલાં કરોડો વર્ષો ચાલ્યાં ગયાં, તેમાંના બનાવો કરતાં વધારે જાણીએ છીએ. મનુષ્યના વિકાસ અને ઇતિહાસનો આરંભ ખરી રીતે આ ચાર હજાર વર્ષ પહેલાં થયો. જ્યારે ત્હું મ્હોટી થઇશ, ત્યારે આ ઇતિહાસ ખૂબ વાંચીશ. આ આપણી ન્હાની દુનિયામાં શું બન્યું, તેનો ત્હને આછો ખ્યાલ આવે, તેટલા પૂરતું જ હું લખીશ.



## [ ૨૭ ]

## માછલીઓના અવશેષોનાં ચિત્રો

હું ત્હને થોડાંક ચિત્રો મોકલું છું. મ્હારા લાંબા અને નિરસ પત્રો કરતાં આ ત્હને વધારે ગમશે, એમ હું ધારૂં છું. આ ચિત્રો લંડનના "સાઉથ કેનીંગ્સ્ટન મ્યુઝીઅમ"માંના માછલીઓના અવશેષોનાં છે. ત્હેં આ અવશેષો ત્યાં જોયા તો હશે; પણ આ ચિત્રો તે કેવા હોય છે, તેનો ત્હને બરાબર ખ્યાલ આપશે.

મ્હેં આગળ કહ્યું છે તેમ, અવશેષ આપણને ખડકો અને બીજી જગાઓમાંથી મળી આવતા જુના કાળનાં પ્રાણીઓ અને રોપાઓનો રહી ગયેલ ભાગ છે. પ્રાણીઓનાં શરીરના પોચા ભાગ તો લાંબો વખત ટક્યા નહિ, પણ કઠણ અને હાડકાંવાળા ભાગ આટલે કાળાંતરે પણ ટકી રહ્યા છે. ઘણા ખરા તો સમુદ્ર તળિયે કાદવથી ઢંકાઇ ગયા અને તેથી જળવાઇ ગયા. નરમ માટી વખત જતાં સખત થઇ અને સમુદ્રનું તળિયું ઉપર ચઢી આવીને ત્યાં સુક્કી જમીન બની ગઇ. તેથી આ અવશેષો આપણને આજે સુકકી જમીનમાંથી હાથ લાગે છે.

આવા કેટલાક અવશેષો જેવી સ્થિતિમાં ખડકો-માંથી મળી આવ્યા, તેવીજ સ્થિતિમાં આ ચિત્રોમાં બતાવવામાં આવ્યા છે. તે બહુ સ્પષ્ટ નથી. તેમાંના બે તો અવશેષોને મળતા આવે એવી બનાવટના નમુના જ છે.

આમાંનો એક અવશેષ માછલીના ફક્ત દાંત દેખાડે છે. હું ધારૂં છું કે G ૨૪ અને G ૨૭ નંબ-રનાં ચિત્રો સૌથી વિશેષ રસિક છે. માછલીઓ પોતાનાં ચિહ્નો ખડકો પર કેવી રીતે છોડી ગઇ છે, તે તેમાં સ્પષ્ટપણે દેખાય છે અને આ ચિહ્નો ઉપરથી જ આજે કરોડો વર્ષો પછી, તેઓ અસ્તિત્વમાં હતી, એમ આપણે કહી શકીએ છીએ.

બધાં ચિત્રોનો પરિચય એક કાગળમાં લખી તેમને પરબડીઆમાં સંભાળી રાખજે, જેથી તેઓ એકમેક સાથે મળી જાય નહિ.

[૨૮]

## અવશેષો અને ખંડિયેરો

ઘણો વખત થયાં હું ત્હને કાગળ લખી શકયો નથી. છેલ્લા બે પત્રોમાં આપણે અત્યાર સુધી ચર્ચેલ દિવસોનું પુનરાવલોકન કરતાં હતાં. અવશેષોનાં કેટલાંક ચિત્રો પણ મ્હેં ત્હને મોકલ્યાં હતાં. જેથી ત્હને તેનો બરાબર ખ્યાલ આવ્યો હશે. વળી જ્યારે હું મસુરી આવ્યો ત્યારે પણ ત્હને કેટલાક અવશેષોનાં ચિત્રો બતાવ્યાં હતાં.

ખાસ કરીને પેટે ચાલનાર પ્રાણીઓના અવશેષો ત્હને બતાવ્યા, તે યાદ હશે. આજનાં સાપ, ગરોળી, મગર, કાચબા વિગેરે પેટે ચાલનાર પ્રાણીઓ કહેવાય છે. અસલનાં આ પ્રાણીઓ એજ વર્ગનાં હતાં; પણ કદે ઘણાં મ્હોટાં હતાં. સાઉથ કેનીંગ્સ્ટન મ્યુઝીઅમમાં જે મ્હોટા રાક્ષસો જોયા, તે ત્હને યાદ હશે. એક તો ૩૦–૪૦ ફૂટ લાંબુ હતું. વળી ત્યાં માણસના કરતાં પણ મ્હોટો દેડકો અને કાચબો હતો. મ્હોટાં છાપાં આમ તેમ ઉડતાં અને 'ઇગ્વેન્ડન' નામનું એક પ્રાણી જ્યારે ઉભું થતું, ત્યારે ઝાડ જેટલું મ્હોટું

દેખાતું. જુના છોડવાના અવશેષો પણ ત્હેં જોયા હતા. ખડકોમાં જુનાં સ્પષ્ટ ચિહ્ન, પાંદડાં અને તાડ પણ હતાં.

આ પેટે ચાલનાર પ્રાણીઓ પછી લાંબે વખતે સસ્તન પ્રાણીઓ આવ્યાં. તેઓ પોતાના બચ્ચાંને ધવડાવતાં. હાલ આપણે જે પ્રાણીઓ જોઇએ છીએ, તે ઘણુંખરાં આજ વર્ગનાં છે. તેઓ ત્યારે હમણાં છે તે કરતાં મ્હોટાં તો હતાં, પણ પેટે ચાલનાર પ્રાણી જેટલાં મ્હોટાં તો નહિ જ. વિશાળ હાથીદાંતોવાળા હાથીઓ અને પ્રચંડકાય રીંછો ખૂબ હતાં.

માણસના અવશેષો પણ ત્હેં જોયા. આ ફક્ત હાડકાં અને ખોપરીઓના હોઇ, બહુ મઝાના ન્હોતા. તેથી વધુ રસિક તો ચકમક જેવાં પત્થરનાં ઓજારો, જે જુના વખતના લોકો બનાવતા, તે હતાં.

ઇજીપ્તની કબરો અને મુમઇઓનાં ચિત્રો પણ મ્હેં ત્હને બતાવ્યાં હતાં. આમાંનાં કેટલાંક બહુ સુંદર હતાં. લાકડાની શબ–પેટીઓ પર વીરોની લાંબી કથાઓ લખેલી હતી. ઇજીપ્તની કબરોનું ચિત્રકામ પણ ઉત્તમ પ્રકારનું હતું.

ઇજીપ્તના થેબસ નગરનાં મહેલો અને દેવળોના ખંડેરોનાં ચિત્રો પણ ત્હેં જોયાં. મ્હોટા થાંભલાઓ-વાળી તે ભવ્ય ઇમારતો હતી. થેબસ નજીક 'મેમોન'નું મ્હોટું પુતળું છે.

ઇજીપ્તના કાનોક શહેરના દેવળો અને મકાનોના ખંડેરોનાં ચિત્રો પણ મ્હને બતાવ્યાં. આ ખંડેરો પરથી પણ તું જાણી શકીશ કે, જુના ઇજીપ્તવાસીઓ કેવા સરસ શિલ્પશાસ્ત્રીઓ હતા. શિલ્પવિદ્યાના બ્હોળા જ્ઞાન વગર તેઓ આવાં દેવળો અને મહેલો બાંધી શકે જ નહિ.

આપણું ટુંકું પુનરાવલોકન હવે પૂરૂં થાય છે. બીજા પત્રમાં આપણે આગળ વધીશું.



[૨૯]

# આર્યોનું હિંદમાં આગમન.

અત્યાર લગી આપણે ઘણા જુના કાળની ચર્ચા કરી. હવે માણસ કેમ વિકાસ પામ્યો અને તેણે શું કર્યું, તે આપણે જોઈશું. આ બધો જુનો વખત, ઇતિહાસ પૂર્વેનો વખત કહેવાય. કેમકે તે કાળનો ખરો ઇતિહાસ આપણી પાસે નથી. આપણે તે વખતનું ઘણું કલ્પી લેવાનું હોય છે. હવે આપણે ઈતિહાસના કિનારા નજીક આવી પહોંચ્યા છીએ.

હિંદુસ્થાનમાં શું થયું, તે આપણે પહેલાં જોઈએ. પુરાતન કાળમાં ઈજીપ્તની માફક હિંદુસ્થાનમાં પણ સંસ્કૃતિ હતી, તે આપણે જોયું. અહીં વેપાર પણ હતો. નૌકાઓ હિંદનો માલ ઈજીપ્ત, મેસોપોટામીઆ અને બીજા દેશોમાં લઇ જતી. તે દિવસોમાં હિંદુસ્થાનમાં જે માણસો રહેતા, તે દ્રાવિડ કહેવાતા. આ લોકોનાજ વંશજો હાલ દક્ષિણ હિંદમાં, મદ્રાસની આસપાસ રહે છે.

આ દ્રાવિડો ઉપર ઉત્તર તરફથી આર્યોએ આક્રમણ કર્યું. તે વખતે મધ્ય એશિયામાં અસંખ્ય

આર્યો થઇ ગયા હશે અને ત્યાં પોતાનો નિર્વાહ બરાબર ન ચાલવાથી, અન્ય દેશોમાં ફેલાઇ ગયા હશે. મ્હોટી સંખ્યાઓમાં તેઓ ઇરાન, ગ્રીસ અને તેથી પણ આગળ ગયા. કાશ્મીર નજીકના પર્વતોમાંથી થઇને, તેઓ મ્હોટા સમુદાયમાં હિંદુસ્થાનમાં પેઠા.

આર્યો બળવાન અને લડાયક પ્રજા હતી. તેમણે તેમની સામે આવતા દ્રાવિડોને હાંકી કાઢયા. વાયવ્ય ખૂણામાંથી આર્યોની ફોજ ઉપર ફોજ હિંદુસ્થાનમાં દાખલ થવા લાગી. કદાચ પહેલાં દ્રાવિડોએ તેમને અટકાવ્યા હશે. પણ તેમની સંખ્યા વધતાં તેઓ રોકી શકયા નહિ હોય. લાંબો વખત સુધી આર્યો ફક્ત ઉત્તરમાંજ અફઘાનીસ્તાન અને પંજાબમાં રહ્યા. તે પછી તેઓ આગળ વધીને, આપણે રહીએ છીએ તે, હાલના સંયુક્ત પ્રાંતોમાં ઘુસ્યા. તેઓ ફેલાતા ફેલાતા, મધ્ય હિંદુસ્થાનમાં વિંધ્યાચળ પર્વત સુધી આવી લાગ્યા. તે પર્વત ઓળંગવો મુશ્કેલ હતો, કેમકે વચ્ચે ઘાડું જંગલ ઉભું હતું. આથી દીર્ઘકાળ પર્યંત આર્યો વિંધ્યાચળની ઉત્તરેજ રહ્યા. તેમાંના કેટલાક જંગલ ઓળંગીને દક્ષિણમાં ઉતર્યા ખરા; પણ મ્હોટાં ટોળાં જઇ શકયાં નહિ. આથી દક્ષિણ ભાગ મુખ્યત્વે દ્રાવિડજ રહ્યો.

આર્યોના હિંદમાં આગમનનો અભ્યાસ કરવામાં ઘણો રસ પડે છે. આપણા જુના સંસ્કૃત ગ્રંથોમાં તેમના વિષે ત્હને ઘણું જાણવાનું મળે. તેમાંના કેટલાક, વેદ

જેવા ગ્રંથો તેજ અરસામાં લખાયા હશે. જુનામાં જુનો વેદ ઋગ્વેદ છે. તેના ઉપરથી આર્યો હિંદના કયા ભાગમાં વસ્યા, તે તું જાણી શકીશ. બીજા વેદો અને પુરાણો જેવા અન્ય સંસ્કૃત ગ્રંથો ઉપરથી આર્યો હિંદુસ્તાનમાં કેમ ફેલાતા ગયા, તે જાણી શકાય છે. કદાચ આ પ્રાચીન ગ્રંથો વિષે તું વધારે જાણતી નહિ હોય, પણ મ્હોટી થઈશ ત્યારે તે વિષે જાણીશ. છતાં પુરાણોની કેટલીક વાતો તો ત્હને આજે પણ આવડે છે. તે પછી ઘણા કાળે મહાન ગ્રંથો,—રામાયણ અને પછી મહાભારત રચાયાં.

આ પુસ્તકો પરથી જણાય છે કે, આર્યો જ્યારે ફક્ત પંજાબ અને અફઘાનીસ્થાનમાં રહેતા, ત્યારે તે ભાગને તેઓ "બ્રહ્માવર્ત" કહેતા. અફઘાનીસ્થાન ત્યારે ગાંધાર દેશ કહેવાતો. મહાભારતમાં ગાંધારીની વાત આવે છે, તે તું જાણે છે ને ? તે ગાંધાર દેશ એટલે અફઘાનીસ્થાનમાંથી આવી હતી, તેથી ગાંધારી કહેવાતી. હાલ અફઘાનીસ્થાન હિંદુસ્થાનથી જુદો મુલક છે, પણ ત્યારે તે હિંદુસ્થાન સાથેજ હતો.

આર્યો હજી આગળ વધીને ગંગા અને યમુનાના મેદાનોમાં વસ્યા. ત્યારે તેઓ આખા ઉત્તર હિંદુસ્થાનને "આર્યાવર્ત" કહેવા લાગ્યા.

પ્રાચીન કાળના બીજા માણસો પેઠે તેઓ પણ નદીઓના કિનારાઓ પર વસ્યા. કાશી અથવા બનારસ, પ્રયાગ વગેરે ઘણાં શહેરો નદીકિનારેજ વસેલાં છે.

[૩૦]

## હિંદુસ્થાનના આર્યો કેવા હતા?

આર્યો હિંદુસ્થાનમાં પાંચ છ હજાર કે તેથીયે વધારે વર્ષો પૂર્વે આવ્યા હશે. અલબત્ત, તેઓ બધા એક સાથે આવ્યા નહોતા. સેંકડો વર્ષો સુધી લશ્કર પછી લશ્કર, ટોળી પછી ટોળી, કુટુંબ પછી કુટુંબ, આવતાં ગયાં હશે. પોતાની ઘરવખરી ગાડામાં કે જાનવરોની પીઠે લાદીને મુસાફરી કરતી મ્હોટી વણજારોને કલ્પી જો! હાલ જેમ મુસાફરો ફરવા માટે આવે છે, તેમ તેઓ નહોતા આવતા. તેમના માટે પાછું હઠવાપણું જ નહિ; તેઓ કાં તો અહિં વસવાને અને કાં તો લડી અને મરી જવાને આવતા હતા. ઘણા ખરા તો, મ્હેં ઉપર કહ્યું તેમ, વાયવ્ય કોણના પર્વતોને રસ્તે થઇ આવ્યા હતા. પણ કેટલાક દરિયા માર્ગે આવ્યા હશે, કેટલાક પોતાનાં ન્હાનાં વહાણોમાં તુર્કીના ઉપસાગરમાં થઇ અને સિંધુ નદીમાં ઉતરી પડયા હશે.

આ આર્યો કેવા હતા? તેમના વિષે તેમણે લખેલ પુસ્તકો ઉપરથી આપણે પુષ્કળ જાણી શકીએ

છીએ. વેદ જેવા કેટલાક ગ્રંથો કદાચ દુનિયાના સૌથી જુના ગ્રંથો હશે. તેઓ શરૂઆતથી જ લખાયા નહિ હોય. તેમને પહેલાં મ્હોઢે કરવામાં આવ્યા હશે. અને મુખપાઠ વડે જ બીજાઓને શીખવાયા હશે. તે એટલી સરસ સંસ્કૃત ભાષામાં લખાયેલ છે કે તેમને તું ગાઈ પણ શકે. આજે પણ સંસ્કૃત જાણનાર સારા કંઠવાળાને વેદની ઋચાઓ ગાતો સાંભળવામાં બહુ આનંદ પડે છે. હિંદુઓ વેદને ઘણા પવિત્ર માને છે. પણ વેદનો અર્થ શો? તેનો અર્થ "જ્ઞાન" થાય છે અને તેમાં જુના વખતના ડાહ્યા માણસો ઋષિ-મુનિયોએ એકત્ર કરેલું જ્ઞાન જ ભર્યું છે. તે વખતે આગગાડી, તાર કે સીનેમા નહોતાં; પણ તેથી કરીને, તે સમયના માણસો અજ્ઞાન હતા, એવો અર્થ થતો નથી. કેટલાક માણસો માને છે કે, તે વખતના ડાહ્યા માણસો, આજના કોઈ પણ ડાહ્યા માણસ કરતાં, વધારે બુદ્ધિશાળી હતા. તેમ હો કે ન હો, પણ તેમણે અદ્ભુત પુસ્તકો લખ્યાં છે, :જે આજે પણ વખણાય છે. આ વાત જ બતાવે છે, કે જુના કાળના માણસો કેવા મહાન હોવા જોઇએ.

મ્હેં હમણાં કહ્યું તેમ, વેદો પ્રથમ લખાયા નહોતા. તે મ્હોઢે કરવામાં આવતા અને શબ્દો વડે જ વંશ-પરંપરામાં ઉતરતા આવતા. તે વખતમાં લોકોની યાદ-શક્તિ તો અજબ હોવી જોઈએ. આજે આપણામાંના કેટલા આમ આખાં પુસ્તકો મ્હોઢે કરી શકે?

વેદો લખાયા તે સમયને 'વૈદિક કાળ' કહેવામાં આવે છે. પહેલો વેદ ઋગવેદ હતો. તે સંગીત અને શ્લોકોથી ભરપુર છે, જે જુના આર્યો ગાતા. તેઓ ઉદાસ અને શોકાતુર નહિ; પણ આનન્દ અને સાહસથી ભરપુર ખુશાલ હૃદયના આનંદના આવેશમાં જ તેમણે સુંદર ગીતો રચ્યાં અને પોતાના આરાધ્ય દેવો પાસે ગાયાં.

તેઓ પોતા અને પોતાની જાતિ માટે ઘણા મગરૂર હતા. આર્ય શબ્દજ 'ગૃહસ્થ' કે 'ઉચ્ચ કોટિના માણસ'નું સૂચન કરે છે. સ્વતંત્રતા તેમને ઘણી પ્યારી હતી. તેઓ આજના હિંદુસ્થાનમાંના તેમના વંશજો જેઓમાં હિમ્મતનો અભાવ છે, અને જેને પોતાની સ્વતંત્રતા ગુમાવ્યાનું ભાન પણ નથી, તેમના જેવા નહોતા. જુના વખતના આર્યો માટે અપમાન અને ગુલામી કરતાં મૃત્યુ ઘણે દરજ્જે સારૂં હતું.

તેઓ લડવૈયા પણ જબરા હતા. વિજ્ઞાનનું થોડું, પણ ખેતીવાડીનું પુષ્કળ જ્ઞાન ધરાવતા હતા. તેઓ ખેતીને બહુ મહત્વ આપતા અને તેથી જે કંઈ ખેતીને મદદ કરતું, તેની મ્હોટી કિમ્મત આંકતા. મ્હોટી નદીઓ તેમને ખેતી માટે પાણી આપતી, તેથી તેઓ તેમને ચાહતા અને પોતાના મિત્ર કે હિતેચ્છુ જેવી સમજતા ગાય અને બળદ તેમને ખેતીમાં તથા જીવનમાં ઘણી મદદ કરતાં. ગાય દૂધ આપતી તે તેમને ઘણા કામમાં આવતું, આથી તેઓ

ખાસ કરીને આ પ્રાણીઓની સંભાળ રાખતા અને તેમના ગુણગાન ગાતા. લાંબા વખત પછી ગાયની સંભાળ લેવાનું ખરૂં કારણ લોકો ભૂલી ગયા અને, જાણે એથી કોઇનું કલ્યાણ થતું હોય તેમ, ગાયને પૂજવા લાગ્યા.

આર્યો પોતાની જાત માટે બહુ અભિમાન ધરાવતા, એટલે હિંદુસ્થાનના બીજા વતનીઓથી ભળતાં બહુ અચકાતા. આથી તેઓ આમ ભળી જવા ન પામે, તેટલા માટે તેમણે ધારાધોરણો કર્યાં, જે મુજબ, કોઈ પણ આર્ય બીજી જાતમાં પરણી શકે નહિ. આના પછી લાંબો વખત રહીને, આજે છે તેવાં, જાતિબંધનો થઈ પડયાં. હવે તો એ જાતિબંધનો હસી કાઢવા જેટલી હદે પહોંચ્યાં છે, કેટલાંક માણસો તો બીજાને અડતાં અથવા તેમની સાથે ખાતાં પણ ડરે છે. સદ્‌ભાગ્યે, આ હવે દિવસોદિવસ ઓછું થતું જાય છે.

[ ૩૧ ]

## રામાયણ અને મહાભારત

વૈદિક કાળ, વેદો લખાયા તે સમય પછી હિંદુસ્થાનમાં મહાકાવ્ય–યુગનો આરંભ થયો. મહાકાવ્ય–યુગ કહેવાયાનું કારણ એ કે તે વખતે બે મ્હોટાં વીરરસનાં મહાકાવ્યો લખાયાં હતાં. આ બે ગ્રંથો રામાયણ અને મહાભારત છે અને તેમના વિષે ત્હું જાણે છે.

આ મહાકાવ્ય–યુગમાં આર્યો ઉત્તર હિંદમાં છેક વિંધ્યાચળ પર્વત સુધી પસર્યા હતા. આગળ કહ્યું તેમ આ પ્રદેશ આર્યાવર્ત કહેવાતો. હાલના સંયુક્ત પ્રાંત મધ્યદેશ કહેવાતા અને બંગાળાને બંગદેશ કહેવામાં આવતો.

હવે ત્હને જાણવી ગમે એવી એક રસીલી વાત કહું. જો ત્હું હિંદુસ્થાનનો નકશો જુએ અને આર્યોના હિમાલયથી વિંધ્યાચળ પર્વતની વચ્ચેના 'આર્યાવર્ત'ને કલ્પે તો તે ભાગ અર્ધ ચંદ્રાકાર જેવો જણાશે. આથી આર્યાવર્તને 'ચંદ્રનો દેશ' કહેવામાં આવતો. ચન્દ્ર એટલે ઈંદુ. આમ આર્યાવર્તનું ઈંદુ–સ્થાન થયું,

આર્યોને અર્ધ ચંદ્રાકાર બહુ જ ગમતો. અર્ધ ચંદ્રાકારના સ્થળોને તેઓ ખાસ પવિત્ર માનતા. તેમના બનારસ જેવાં ઘણાંખરાં મ્હોટાં નગરો અર્ધ ચંદ્રાકારનાં હતાં. ત્હેને ખબર હશે કે, અલ્હાબાદ આગળ ગંગા પણ અર્ધ ચંદ્રકાર જેવો વળાંકો લે છે.

રામાયણમાં, ત્હું જાણે છે તેમ, રામચંદ્ર તથા સીતાની અને લંકા એટલે હાલના સિલોનના રાજા રાવણની સાથેના રામના યુદ્ધની કથા છે. મૂળ તેને વાલ્મીકિએ સંસ્કૃતમાં લખી છે. પાછળથી તે ઘણી ભાષાઓમાં જુદે જુદે સ્વરૂપે લખાઈ છે. સૌથી સરસ તુલસીદાસની “ રામ ચરિત માનસ ” કહેવાય છે.

રામાયણમાં આપણે વાંચીએ છીએ કે, રામને દક્ષિણ હિંદના વાનરોએ મદદ કરી હતી અને તે વાનરોનો વીર–નાયક હનુમાન હતો. સંભવિત છે કે, રામાયણ ખરી રીતે આર્યોની, રાવણની સરદારી હેઠળના દક્ષિણના લોકો સાથેની લડાઇની વાત હોય. દક્ષિણમાં રહેતા કાળા માણસોને વાનરો કહ્યા હશે.

રામાયણ સુંદર વાતોથી ભરપુર છે પણ તે અહિં લખી શકાય નહિ. તે તો ત્હારેજ વાંચી લેવાની રહી.

મહાભારત રામાયણ પછી ઘણા કાળે લખાઇ. તે વધારે મ્હોટો ગ્રંથ છે. તેમાં આર્યો અને દ્રાવિડો વચ્ચેની લડાઇનો નહિ; પણ આર્યો–આર્યોમાં થયેલ મ્હોટા યુદ્ધનો વૃત્તાંત છે. આ યુદ્ધને એક બાજુએ

મૂકતાં, તે ઉમદા વિચાર અને ઉચ્ચ વાતોવાળો અદ્‌ભુત ગ્રંથ છે. વળી તે તેમાંના કાવ્યરત્ન, ભગવદ્ ગીતા, ને લીધે આપણને વિશેષ પ્રિય છે.

આ પુસ્તકો હજારો વર્ષો પહેલાં હિંદુસ્થાનમાં લખાયાં. મહાન પુરૂષો વિના તેમને બીજું કોણ લખી શકે ? આટલા લાંબા વખત પર લખાએલ હોવા છતાં તેઓ હિંદુસ્થાનમાં અમર રહ્યા છે. દરેક બાળક તેમના વિષે જાણે છે અને મ્હોટાંઓ પર તેમની પ્રતિભા પડે છે.



